

# श्री भारतवर्षीय औदीच्य ब्रह्मसमाजना

## दशमा संमेलननो वृत्तान्त.

स्थळ श्री सूर्यपुर (सुरत).


યોજક—રા. મોહનલાલ મૂળશંકર ભટ્ટ,

હેડ માસ્ટર, સેંટ્રલ સ્કૂલ, દીવા, જીલ્લે ભરૂચ.



છપાવી પ્રકટ કરનાર

ગણપતરામ અનુપરામ ત્રવાડી

તંત્રી, વાડીફળીઆમાં પગથીઆં શેરી, સુરત.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.

સુરત,

"ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસમાં રા. હો. ખસુખાંએ છાપ્યો.

વિના મૂલ્યે

મગાવનારે પોષ્ટ ખર્ચ માટે ૧ આનાની ટિકિટ મોકલવી.

# અનુક્રમણિકા.

જો ઋષિ કુળ ઉદ્યાનમાં, વરસે વિદ્યાનીર;
ઉન્નતિનાં ફળ સાંપડે, સાથે સંપ સમીર.

ઉપતંત્રી મણિશંકર વિ. ત્રિભુવન ભટ્ટ.



# श्री भारतवर्षीय औदीच्यब्रह्मसमाजना दशमा संमेलननो वृत्तान्त.

उत्तिष्ठत, जाग्रत, प्राप्य, वरान्निबोधत ॥

ઉઠો, જાગો, ને શ્રેષ્ઠ આચાર્યોને પ્રાપ્ત કરી બ્રહ્મતત્ત્વને જાણો.

---

Ohne Rast, ohne Hast.—જર્મન કહેવત.

કાર્ય કરવા માટે 'આરામ પણ નહિ અને ઉતાવળ પણ નહિ.'

( અવિશ્રાન્ત શનૈઃ શનૈઃ )

## आमुख.

૧—આ દશમા સંમેલન માટે **શ્રીભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજના** પ્રમુખ મહારાજને તથા અમદાવાદાદિ સ્થળોના સજ્જનોને લખી પૂછીને સં. ૧૯૬૯ના ફાગણવદિ ૩, ૪, ૫, તા. ૨૫, ૨૬, ૨૭ મી માર્ચ સન ૧૯૧૩ વાર મંગળ, બુધ, ગુરૂના દિવસો નક્કી કરવામાં આવ્યા હતા; પણ એ કાર્યની હિલચાલ તો તે પહેલાં ગયા કાર્તિકમાસથી શરૂ થઈ ગઈ હતી.

૨—સુરતના તથા આસપાસના ઔદીચ્યબંધુઓમાં સંમેલન સંબંધી જાગ્રતિ લાવવાના હેતુથી તથા સર્વ પક્ષોમાં એકતા પ્રકટે અને સુરતનું ગૌરવ જળવાય, તે માટે કાર્તિકસુદિ ૧૫ તા. ૨૪-૧૧-૧૨ને રોજ એ કામ માટે વિચાર ચલાવવાને પ્રથમ સ્થાનિક બંધુઓની સભા બોલાવવામાં આવી હતી.

૩—એ પછી કેટલીએક વાર ઉપરના જેવીજ પ્રાવેશિક સભાઓ મળી, તેમાં સ્વાગત મંડળ નીમાયું; તેમનાં નામ માટે જુઓ પરિશિષ્ટ ૧.

૪—એ સ્વાગત મંડળે મારી દરખાસ્ત ઉપરથી **શ્રી ભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજનું** સંમેલન **સિધ્ધપુર** ક્ષેત્રમાં સં. ૧૯૫૧માં મળ્યું હતું, તેના પ્રમુખ શ્રીયુત **મં**છારામ **ભ**ગવાનજી ભટ્ટને પોતાના મંડળના પ્રમુખ તરીકે, તથા **ખં**ભાતના દિવાન સાહેબ રા. બ. **મા**ધવરામ **હ**રનારાયણ વ્યાસને દશમા સંમેલનના ઉપપ્રમુખ તરીકે સર્વાનુમતે નીમ્યા; તથા બીજી જે દરખાસ્તો પસાર થઇ, તેમાં મને તંત્રી તથા મારી પાસે કામ કરનાર રા. **મ**ણિશંકર **ત્રિ**ભુવન ભટ્ટને ઉપતંત્રી નીમવાનો ઠરાવ થયો.

૫—તે પહેલાં તેમજ તે પછીથી જુદે જુદે ઠેકાણે જુદી જુદી વ્યક્તિઓ સાથે જે પત્રો ચાલુ થયા, તે જો કે થોકબંદ હતા, અને થકવી નાંખે એવા હતા, તોપણ સંમેલન-કર્તાને તેના કામમાં પ્રોત્સાહક અને પુષ્ટિ આપનારા હોવાથી સંતોષ અનુભવાયો.

૬—તેવામાં મારી તબિયત એકાએક બગડવાથી મારી પ્રાર્થના અનુસાર પ્રમુખશ્રી મહાત્મા **ન**થુરામ શર્મા **ક**રાંચીથી **પા**લણપુર થઇને મહાવદિ ૯ તા. ૧-૩-૧૫ શનિવારને રોજે બપોરની ફાસ્ટ ગાડીમાં **સુ**રત પધાર્યા. તેમનો સત્કાર કરવાને સજ્જનોને નિમંત્રણપત્રિકાઓ મોકલવામાં આવી, તે પ્રમાણે આશરે ૧૦૦ ઔદીચ્યબંધુઓ, બીજા ગૃહસ્થો, તથા તેમના શિષ્યો સ્ટેશનપર ફુલહાર અને વાજા સાથે સામા ગયા હતા. ગાડી સ્ટેશનપર આવતાં હરહર મહાદેવની ગર્જનાથી પ્રમુખશ્રીને વધાવી લઈ સરઘસના આકારમાં સ્ટેશનથી નીકળી વાડીફળીઆમાં આવેલા મારા નાના ભત્રિજા રા. ડાહ્યાભાઇના મોટા મકાનમાં પધરાવવામાં આવ્યા હતા. રસ્તામાં **ગ**લેમંડીની

નિશાળે તથા મોટી સડકની બજારના દુકાનદારોએ તેમનો આઠ દશ ઠેકાણે ગાડી થોભાવીને સત્કાર કીધો હતો.

૭—બહાર દેશાવરમાં, **આફ્રિકા** તથા **બ્રહ્મદેશમાં અને આર્યાવર્તની** ચારે દિશામાં યોગ્ય ગૃહસ્થોને લગભગ ૨૦૦૦ છાપેલી નિમંત્રણપત્રિકાઓ અને વિજ્ઞાપન પોષ સુદિ ૧૫ તા. ૨૨–૧–૧૩થી મોકલવાં ચાલુ થઈ ગયાં હતાં; અને 'ગુજરાતી,' '**પ્રજાબંધુ**,' '**સયાજી** વિજય,' 'કાઠિયાવાડ સમાચાર'ાદિ વર્તમાન પત્રોમાં તથા 'ગુજરાત શાળાપત્ર', 'કેળવણી', 'ઉદીચ્ય હિતેચ્છુ', 'ઔદીચ્ય મિત્ર', 'ઔદીચ્ય પ્રભાકર'ાદિ માસિકોમાં પણ સર્વે સપંકત ઔદીચ્યબંધુઓને સંમેલનમાં પધારવા જાહેર ખબર-દ્વારા વિનતિ કરવામાં આવી હતી, તેથી દેશના જુદા જુદા ભાગમાં સમાજ મળવાના દિવસોની અને બીજી હકીકત સારી રીતે પ્રસિધ્ધ થઇ ચૂકી હતી; તેમાં ત્રણ એવી બાબતો દાખલ કરવામાં આવી હતી કે તેની નોંધ લેતાં સંમેલન-કર્તાને પરમ સંતોષ થાય છે; અને હવે પછીના સંમેલનોમાં તે વિશેષ ફળપ્રદ થશે એવી આશા રાખવામાં આવે છે:—

क. સ્વજ્ઞાતિની સ્ત્રીઓને સમાજમાં (વગર ફીએ) આવવાનું આરંભક પ્રયોગતરીકે નિમંત્રણ આપવામાં આવતાં તે ફળદાયક નીવડયું; કેમકે ૬૧ સ્ત્રીઓએ હાજર થઈ સંમેલનમાં ઉપયોગી ભાગ લીધો; તેથી ભરોસો પડે છે કે, હવે પછીના સંમેલનોમાં આપણા સ્ત્રીવર્ગને આપણી જોડે રાખવાથી આપણા કામમાં વિશેષ સરળતા થશે અને આપણા ઈષ્ટકાર્યને વેગ મળશે. તેમની સહાનુભૂતિ તથા સાહાય્ય ગંતવ્યસ્થાને પહોંચવામાં કેટલાં ઉપયોગી થઇ પડશે, તે ગં. **મહાલક્ષ્મી** બેનના તથા ગં. નંદકુવર બેનના હૃદયના ઉભરાથી ભરેલાં ભાષણો **વાંચવાથી** ધ્યાનમાં આવશે. તેમની નામાવલિ માટે જુઓ **પરિશિષ્ટ** ૨.

ख. **બી**. બી. સી. આઇ. રેલ્વેની આખી સિસ્ટમ માટે

દોઢ ભાડાથી જાતવળતની મુસાફરી કરવાનું રેલ્વે કન્સેશન મળ્યું; એ, દાખલા તરીકે હવે પછી પણ ઉપયોગી થઈ પડશે; તેવીજ રીતે **ભાવનગર** તથા **જામનગર** રેલ્વે તરફથી એકવડે ભાડે એ લાભ મળ્યો તે પણ દાખલારૂપ થશે; અને તે કામ માટે સહાયક સજ્જનો—**મુંબઈ** સરકારની એગ્ઝિક્યુટિવ કાઉન્સિલના મેમ્બર ઓનરબલ મી. **પી. ડી. પટ્ટણી** સી. આઈ. ઈ. તથા રા. બ. **માધવરામભાઇ**નો યોગ્ય સ્થળે ઉપકાર નોંધવામાં આવ્યો છે.

ગ. આપણા જ્ઞાતિ બંધુઓ તથા ભગિનીઓની ડિરેક્ટરી તૈયાર કરવાના લોભથી હકીકત મંગાવી હતી, પણ તે બધા પાસેથી આવી નહિ, તેથી જેટલી આવી હતી, તે બાબતના કાગળો પ્રમુખ મહારાજ ઉપર બીલખે મોકલવામાં આવ્યા છે અને જે કોઈ હવે પછી મોકલવાને ઉત્સાહી થાય, તેમણે તે હકીકત બીલખે મોકલવાની કૃપા કરવી કે જેથી સંગ્રહ સંપૂર્ણ થતાં તે છપાવી શકાય.

૮—તા. ૨-૩-૧૩ માહાવદિ ૧૦ રવિવારે સ્વાગત મંડળની સભા મળી હતી, તેમાં તે મંડળના પ્રમુખ રા. રા. **મંછારામ ભગવાનજી** ભટ્ટને એકાએક મંદવાડ થવાથી હાજર ન થઈ શકવાથી '**ઔદીચ્ય પ્રભાકર**'ના તંત્રી રા. **મણિશંકર રણછોડજી** વ્યાસના પ્રમુખપણા નીચે જુદા જુદા કામ માટે જુદી જુદી ૧-ભોજન કમિટી, ૨-સ્ટેશન કમિટી, ૩-ઉતારા કમિટી, ૪-રા. બ. **નગીનચંદ ઝવેરચંદ** ઝવેરી ઇન્સ્ટિટ્યુટ કમિટી, ૫-વૈદક કમિટી, ૬-સ્વયંસેવક કમિટી, ૭-કૉન્ટ્રાકટ કમિટી, ૮-ભાષણ-કવિતાની ન્યાય કમિટી, ૯-વ્યવસ્થાપક કમિટી, એમ નવ કમિટીઓ નીમવામાં આવી હતી, તેમની નામાવલિ માટે જુઓ પરિશિષ્ટ ૨.

૯—સ્વયંસેવકોની અરજીઓ થોડા દિવસો પછીથી લેવી બંધ કરવી પડી હતી, કેમકે ૬૦ અરજીઓ તો અગાઉથી નોંધાઈ ગઈ હતી. **અમદાવાદ, ભાવનગર** તથા **ધ્રાંગધ્રા**દિ દૂરનાં

સ્થળોએથી પણ (તેમના વડિલો ન આવી શકયા છતાં) ઉછરતા અને ઉત્સાહી યુવકો સ્વયંસેવકતરીકે આવ્યા હતા, તે ઉપરથી ઉગતા જુવાન વર્ગનો જ્ઞાતિસેવા કરવાનો ઉત્સાહ વધતો જતો જણાયો હતો. અમદાવાદના રા. ભોળાનાથ નર્મદાશંકર ત્રિવેદીને કેપ્ટન ઠરાવવામાં આવ્યા હતા, કેમકે એ કામ માટેનો તેમનો અનુભવ પુરતો હતો, અને શરીર પણ આરોગ્યના નિયમપ્રમાણે સાચવેલું હોવાથી ' સરદાર ' થવાને લાયકનું હતું; પણ તેમનાં જનેતાની ગંભીર માંદગી આવી પડતાં તેઓ માત્ર એક દિવસજ આવી ગયા, તોપણ તે ઉપરથી તેમની જ્ઞાતિસેવા માટે તથા મારા પ્રત્યે ઉચ્ચ ભાવના જણાતી હતી. તેઓની ગેરહાજરીને લીધે અમદાવાદના મારા મિત્ર તથા જુનાગઢના ચીફ રેવન્યુ કમિશનર સાહેબ રા. રા. કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદીના પુત્ર—ગુજરાત કાલેજના વિદ્યાર્થી રા. શંકરલાલને તથા " ઔદીચ્ય પ્રભાકર " ના તંત્રી રા. મણિશંકર રણછોડજી વ્યાસને એ કામમાટે કેપ્ટન ઠરાવવામાં આવ્યા હતા. સ્વયંસેવકોને તા. ૨૩-૩-૧૩ ફાગણવદિ ૧ રવિવારે હાજર રહેવાનું ઠરાવ્યું હતું, તેથી તેઓ તથા સ્વાગત મંડળના પ્રમુખ તે દિવસ સુધીમાં આવી પહોંચ્યા હતા. તેમની નામાવલિ માટે જુઓ પરિશિષ્ટ ૪.

૧૦—પ્રતિનિધિઓ તથા પ્રેક્ષકો તો ફાગણસુદિ ૧૫થી આવવા શરૂ થયા હતા. તેમનાં નામ માટે જુઓ પરિશિષ્ટ ૫ તથા ૬. તેમને લેવાને સ્ટેશન કમિટીના સભ્યો સ્ટેશનપર દરેક ગાડીના સમયે હાજર રહી ઉતારાના મકાનપર પહોંચાડવાની ગોઠવણ કરતા હતા. ઘણા પ્રતિનિધિઓ તથા સમાજના ઉપપ્રમુખ રા. બ. માધવરામભાઈના પધારવાનો દિવસ વદિ ૨ તા. ૨૪મી સોમવારનો હતો; તે દિવસે બપોરે સ્ટેશનપર ભારે ગીરદી થઈ હતી, કેમકે તે દિવસે ભાવનગર, વિરમગામ, અમદાવાદ, સિદ્ધપુર, પાટણ, ખેડા બેતાલીશી, ઝાલાવાડ વગેરે સ્થળના પ્રતિનિધિઓ પધાર્યા હતા.

સ્વયંસેવકોની સંખ્યા તથા કર્તવ્યનિષ્ઠા જેમ સંતોષકારક હતાં એમ ઉપર જણાવવામાં આવ્યું છે, તેમજ આવેલા પ્રતિનિધિઓ તથા પ્રેક્ષકો મોટી સંખ્યામાં મારા નિમંત્રણને માન આપીને પધાર્યા, તેથી મારૂં મન વિકસિત થતાં આ સ્થળે તે સર્વેનો હું ઉપકાર માનું છું; અને તેમના કૅપ્ટનો—શ્રીયુત **મણિશંકર** રણછોડજી વ્યાસ તથા શ્રીયુત **શંકરલાલ** ગિરધરલાલ ત્રિવેદીને મારા તર્ફથી ચંદ્રકો આપતાં મને ઘણો સંતોષ થાય છે.

**૧૧**—ઉતારાને માટે **માળવીની** પ્રખ્યાત વાડી રાખી હતી, તેમાં અંદરના તેમજ બહારના સુશોભિત વિશાળ બંગલાઓમાં શેતરંજીઓ, જાજમો, ગાદલાં, ખુરશીઓ અને બીજી જોઈતી ચીજો લાવી ગોઠવી રાખવામાં આવેલી હતી; અને જુદા જુદા વિભાગના પ્રતિનિધિઓને તેમને માટે રાખેલા સ્થાનમાં લટકાવેલાં બોર્ડોથી પોતાને ઉતરવાની જગા સમજાતી હતી. વાડીમાં ઠેકાણે ઠેકાણે બે વાર ચાહ, કૉફી તથા ભોજનાદિનાં સમયદર્શક પત્રકો લગાવવામાં આવ્યાં હતાં, તેથી તે તે સમયના ઘંટ સાંભળી સૌ પોતપોતાના તે તે સમયના કર્તવ્યમાં જોડાતા હતા. રાત્રિએ સાધારણ રોશની ઉપરાંત **કિટસન** લાઈટ પણ સ્થળે સ્થળે રાખવામાં આવ્યાં હતાં.

**૧૨**—આજસુધી **ખાનદેશ ઔદીચ્યબ્રહ્મસમાજના** સંમેલનમાં હાજરી આપતો નહતો, તેણે પ્રથમજ અહિં દર્શન દીધાં, એટલુંજ નહિ પણ લગ્ન સંબંધથી જોડાયો, તે માટે તેને અભિનંદન આપું છું.

**૧૩**—ઉપરોક્ત પ્રસંગે ' **સાંજ** વર્તમાન ', ' **મુંબાઈ** સમાચાર ', '**અખબારે** સોદાગર' આદિ દૈનિક, 'ગુજરાત મિત્ર તથા દર્પણ' '**પ્રજાબંધુ**', '**કાઠિયાવાડ** સમાચાર' આદિ સાપ્તાહિક તથા '**કેળવણી**', 'ઉદીચ્ય હિતેચ્છુ', '**ઔદીચ્ય** મિત્ર', '**ઔદીચ્ય** પ્રભાકર' આદિ માસિકોમાં તેમના રિપોર્ટરોએ સંમેલનમાં શ્રમ લઈને રોજે રોજનો રિપોર્ટ લીધો, તે માટે તેમના ઉપકાર નીચે

હું આવતાં તેની આ સ્થળે નોંધ લઉં છું.

**૧૪**—સભા મળવાનું સ્થાન **ચોકબજાર** પાસે **તાપી** નદીના કિનારાપર આવેલું રા. બ. **નગીનચંદ ઝવેરચંદ** ઝવેરી ઇન્સ્ટિટયુટમાં રાખવામાં આવ્યું હતું. એ સુંદર સભાસ્થાન પણ બોર્ડના ટ્રસ્ટી સાહેબોએ, લાઈબ્રેરીના સેક્રેટરી મે. **સ્કૉટ** સાહેબે ભલામણ કરવાથી કમતી દરના ભાડાથી આપવાની મહેરબાની કરી હતી. એ પ્રમાણે મારા પ્રત્યે તથા મારા ઉદ્દેશ પ્રત્યે તેમની ઉદારતા ભરેલી સહાનભૂતિ માટે હું તેમનો અંતઃકરણથી ઉપકાર માનું છું.

**૧૫**—આ પ્રસંગે અન્ય વર્ણ તથા ધર્મના મારા ઘણા મિત્રો અને મુરબ્બીઓને નિમંત્રવાની મારી ઘણી મરજી છતાં મારે સ્થળ સંકોચને લીધે તે અટકાવવી પડી, એ વાત સંભારતાં અને નોંધતાં મને ખેદ થાય છે; પણ બીજી બાજુએ વિચારતાં સ્વજ્ઞાતિ બંધુઓ તથા ભગિનીઓથી **નગીનચંદ** હૉલ તથા ઉપરનો ફરતો ઝરૂખો એવો ચિકાર ભરાઇ જતો કે તેમનાં આનંદપૂર્ણ દર્શન કરીનેજ મને પરમ સંતોષ થતો, અને એ દુર્લભ દેખાવ જોઈને મારૂં મન વાળતો.

**૧૬**—સભાસ્થાનમાં તોરણો બાંધી મારા સ્નેહી રા. **ચીમન**લાલ **ઠાકોરભાઈ** પંડયાની ઉદારતાથી નીચે આપેલા વેદમંત્રાદિથી સોનેરી અક્ષરોનાં વસ્ત્રોવડે તે સ્થાન શણગારવામાં આવ્યું હતું; ઉપરાંત બોર્ડો ઉપર મોટા બાળબોધ અક્ષરો લખી, સ્તંભો ઉપર તે જડી દીધાં હતાં. એ રીતનાં પ્રાચીન ઋષિઓનાં સ્મરણીય અને મનનીય વચનો દ્રષ્ટાનું ધ્યાન ખેંચી રહ્યાં હતાં. ટુંકામાં કહેવાનું કે **સુરત**ના એ અદ્વિતીય પુરાલય (ટાઉન-હૉલ)માં આગળ કદી નહિ થએલી, એવી અપૂર્વ સભા ઉપર સનાતન ધર્મપોષક, ઉત્સાહોદ્દીપક, અને ઐક્યસૂચક શાન્ત અને ગભીર છાયા છવાઈ રહી હતી:—

॥ उत्तिष्ठत, जाग्रत, प्राप्य वरान्निबोधत ॥

( ઉઠો, જાગો ને શ્રેષ્ઠ આચાર્યોને પ્રાપ્ત કરી બ્રહ્મતત્ત્વને જાણો. )

॥ मातृदेवो भव। पितृदेवो भव। आचार्यदेवो भव ॥

(માતાને દેવ ભાવે ગણો.) (પિતાને દેવભાવે ગણો.) (આચાર્યોને દેવ ભાવે ગણો.)

॥ देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् ॥

(દેવ અને પિતૃનાં કામોમાં પ્રમાદ ન કરવો.)

॥ सत्यान्न प्रमदितव्यम् ॥ (સત્યમાં પ્રમાદ ન કરવો.)

॥ धर्मान्न प्रमदितव्यम् ॥ (ધર્મમાં પ્રમાદ ન કરવો.)

॥ कुशलान्न प्रमदितव्यम् ॥ (કુશળમાં પ્રમાદ ન કરવો.)

॥ भूत्यै न प्रमदितव्यम् ॥ (સમૃદ્ધિમાં પ્રમાદ ન કરવો.)

॥ स्वाध्याय प्रवचनाभ्यां न प्रमदितव्यम् ॥

(વેદાભ્યાસમાં અને ઉપદેશમાં પ્રમાદ ન કરવો.)

॥ यतो धर्मस्ततो जयः ॥ (જ્યાં ધર્મ, ત્યાં જય.)

સમગ્ર જ્ઞાતિના અભ્યુદયમાંજ અંગત અભ્યુદય રહેલો છે.

॥ ये यथा मां प्रपद्यन्ते, तांस्तथैव भजाम्यहम् ।

मम वर्त्मानु वर्तन्ते, मनुष्याः पार्थ सर्वशः ॥

(જેઓ જે પ્રમાણે મને ભજે છે, તેઓને હું તે પ્રમાણેજ ભજું છું, (વાંછિત ફળ આપું છું.) હે પાર્થ, મનુષ્યો બધી રીતે મારા માર્ગને અનુસરે છે. ગીતા અ. ૪. શ્લો. ૧૧.)

॥ यत्र योगेश्वरः कृष्णो, यत्र पार्थो धनुर्धरः ।

तत्र श्रीर्विजयो भूतिर्, ध्रुवा नीतिर्मतिर्मम ॥

(હે ધૃતરાષ્ટ્ર! જે પક્ષમાં યોગેશ્વર શ્રી કૃષ્ણ છે તથા જે પક્ષમાં ધનુર્ધારી અર્જુન છે, તે પક્ષમાં રાજ્યલક્ષ્મી, વિજય, ભૂતિ, ને નીતિ અવશ્ય થશે, એમ મારો નિશ્ચય છે. ગીતા અ. ૧૮ શ્લો. ૭૮.)

॥ प्रज्ञानं ब्रह्म ॥ अहं ब्रह्मास्मि ॥ तत्त्वमसि ॥ अयमात्मा ब्रह्म ॥

॥ ऋते ज्ञानान्न मुक्तिः ॥ (જ્ઞાન વિના મુક્તિ નથી.)

॥ विद्याः समस्तास्तव देवि भेदाः, स्त्रियः समस्ताः सकला जगत्सु ।

॥ त्वयैकया पूरितमम्बयैतत्, का ते स्तुतिः स्तव्य परापरोक्तिः ॥

(હે મા, તારા એકથી આખું જગત ભરેલું છે, તારી સ્તુતિ શી રીતે થઇ શકે ? કરીએ તો પિષ્ટપેષણ થાય. હે સરસ્વતિ, સઘળી વિદ્યાઓ તારા ભેદ રૂપે છે; સઘળી સ્ત્રીઓ જગતમાં તારી કલાઓ છે.)

॥ धर्मो रक्षति रक्षितः ॥ (ધર્મનું પાલન કર્યું હોય તો ધર્મજ આપણું રક્ષણ કરે.)

॥ कोऽहं कस्त्वं कुत आयातः, का मे जननी को मे तातः ।
इति परिभावय सर्वमसारं, सर्वं त्यक्त्वा स्वमविचारम् ॥
भज गोविंदं भज गोविंदं, भज गोविंदं मूढमते ॥

(હું કોણ, તું કોણ, ક્યાંથી આવ્યો, કોણ મારી મા, કોણ મારો બાપ, એવો વિચાર કરો; અને આ સ્વપ્નવિચારનો ત્યાગ કરીને આ સર્વ અસાર છે; [માટે] હે મૂઢમતિવાળા, ગોવિંદને ભજ, ગોવિંદનું ભજન કરો, ગોવિંદને ભજો.)

॥ ओ३म् श्री तत् सत् परमात्मने नमः ॥

॥ सत्यं वद । धर्मं चर ॥ (સત્ય બોલ. ધર્મ પાળ.)

॥ यावद्वित्तोपार्जन शक्त, स्तावन्निज परिवारो रक्तः ।
पश्चाज्जर्जरीभूते देहे, वार्ता कोऽपि न पृच्छति गेहे ॥

(જ્યાંસુધી વિત્ત ઉપાર્જન કરવાની શક્તિ રહે, ત્યાંસુધી પોતાનો પરિવાર પ્રીતિ રાખે છે; પણ દેહ જ્યારે જર્જરીભુત થાય છે, ત્યારે તો કોઈ પણ સગાવહાલાં ભાવપણ પૂછતાં નથી.)

૧૭—અત્ર વસતા સુરતીભાઈઓમાં પક્ષ પડી ગયા હતા અને તેણે એવી કડવાશ ઉત્પન્ન કરી હતી કે કોઈ કોઈને ઘેર પગ મૂકતા નહિ; તેઓ આ પ્રસંગનું ગૌરવ સમજી ગયા, અને માળવીની વાડીમાં રા. બ. માધવરામભાઈ વગેરેના, તથા સંમેલન જેવો પ્રસંગ પ્રથમજ આવતાં, તેના માનની ખાતર શ્રીયુત-સૂરજરામ વ્યાસ, આદિતરામ સ્માર્ત, કાળાભાઈ, જગન્નાથ ત્રવાડી વગેરેના પ્રયાસથી તેમણે એકદમ બધી

તકરારો છોડી દીધી અને એકઠા થઈ ગયા. સંમેલનમાં ૮૫ વર્ષના વૃદ્ધ સૂરજરામભાઈ અશક્ત થઇ ગયા છતાં પધાર્યા એટલુંજ નહિ, પણ પ્રમુખશ્રી તથા ઉપપ્રમુખાદિને પોતાને ત્યાં પધરાવ્યા, અને સુરતીઓની સાથે સંમેલનમાં પધારેલા પ્રતિનિધિ, પ્રેક્ષકાદિ સર્વ સજ્જનોને પણ ભોજનનું આગ્રહપૂર્વક નિમંત્રણ આપી, મહારાજશ્રીનું પૂજન કરી સૌ સાથે જમ્યા !

૧૮--જ્ઞાતિની એકતા સાધવાના પ્રયત્નો, દેશની એકતાની અને અભ્યુદયની સિધ્ધિમાં પરિણમે છે એવી મારી દૃઢ માન્યતા વર્ષોથી ચાલી આવી છે. દશમું સંમેલન મેળવવામાં પણ મારો પ્રધાન હેતુ **એજ** હતો. **આર્યાવર્ત** જેવા મહાન્ દેશને ધર્મ સંબંધે, સંસાર વ્યવહાર સંબંધે, રાજકીય સંબંધે કે કોઈપણ વિષય પરત્વે એક બાથમાં લેવો અશકય છે: તેના ઉપાય તરીકે જુદી જુદી જ્ઞાતિઓમાં સંમેલનો થવાની જરૂર છે. અને તેમ કરવાથી તે પ્રત્યેકમાં જાગ્રતિ આવે છે: અને એ રીતે બધી જ્ઞાતિઓની જાગ્રતિથી આખો દેશ જાગ્રત્ થઈ શકે છે; એ ઉચ્ચ આશયથી યત્કિંચિત્ જે કંઈ થાય તે કરવા દશમું સંમેલન કરવાનુ મેં માથે લીધું; તે થયા પહેલાં **સુ**રતના ઘણાખરા સ્વજ્ઞાતિ બંધુઓ ઘણેભાગે કેવળ અજ્ઞાત હતા, અને તેથી સંમેલન માટે તેમને ઉપેક્ષાબુધ્ધિ હોય. તો તાજુબ થવા જેવું નથી; પણ સંમેલનની સાથે સાથે સર્વ ભૂદેવોમાં જાગ્રતિ તથા સદ્‌ભાવ પ્રકટાવવાના મુખ્ય ઉદ્દેશથી પ્રેરાઈને તેની સાથે ભંડારાનો ખર્ચ પણ કરવામાં આવ્યો, તે હું લેખે પડ્યો લેખું છું, કારણકે શરૂઆતમાં એ કાર્ય માટે જે બેદરકારી જણાતી હતી, અને કવચિત વિરૂદ્ધતા પણ હશે, તે છેવટે સદ્‌ભાવ અને સહાનુભૂતિમાં ફેરવાઈ ગયાના મારી પાસે દાખલા આવ્યા છે, તે જાણી મારો શ્રમ તથા દ્રવ્યવ્યય સફળ થયાં સમજી મને પારાવાર સંતોષ થયો: એટલુંજ નહિ, પણ કન્યા આપવા લેવાનો વિસ્તાર વધારવામાટે સંમેલને જે ૧૫મો

ઠરાવ પસાર કર્યો છે, તે પ્રમાણે દાખલો મુકવાની તત્પરતાના પણ કેટલાક ગૃહસ્થોના મારા ઉપર પત્રો છે. વળી દ્વેષના કે ધર્માંધપણાના ભોગ થઇ પડેલા સજ્જનોના પણ મારા ઉપર પત્રો છે. તેઓ પોતાની જન્મભૂમિ તથા વતન છોડી દેવા અને બ્રહ્મસમાજનો આશ્રય લેવા મને જણાવે છે. એ પ્રમાણે બ્રહ્મસમાજ એક જાગ્રતિ ઉપજાવનારી અને હિમ્મતથી સત્યનું અવલંબન લેવાનો કીમતી પાઠ આપનારી સંસ્થા છે, એ વાતમાં મને સંદેહ નથી; તેને વિશેષ ઉપયોગી અને ફળવતી કરવાને તેણે ઠામઠામ ઉપદેશકો મોકલવાની અને શાખા-સમાજો સ્થાપવાની ઘણી જરૂર છે.

**૧૯**—**સુ**રતની વિવેકશીલ ચોરાશી ન્યાતે સંમેલન તથા ભંડારાને પરિણામે કાર્ય કરનાર પુરૂષો પ્રત્યે અસાધારણ ભાવ પ્રકટ કર્યો; તેના પ્રત્યક્ષ ચિહ્નતરીકે પ્રમુખ મહારાજ **શ્રીમન્ન**થુરામ શર્માને, ઉપપ્રમુખ રા. બ. **મા**ધવરામભાઈને, સ્વાગત મંડળના પ્રમુખ શ્રીયુત **મં**છારામભાઈને તથા સંમેલનના તંત્રીતરીકે આ સેવકને પ્રત્યેકને શાલ ઓઢાડી માન આપ્યું, એ તેમના સૌજન્ય માટે હું આ સ્થળે સમગ્ર ચોરાશી જ્ઞાતિનો ઉપકાર માનું છું. **સુ**રત શહેરની જાહેર કાર્યોમાં ઘણા વર્ષ સુધી સેવા કરનાર સ્વ. **સુ**રજરામ રાજારામ કંટ્રાકટરે પણ એવીજ રીતે સેવકને સસ્નેહ માન આપવા માટે તેમનો પણ આ સ્થળે આભાર માનું છું.

**૨૦**—**શ્રી ભા**રતવર્ષીય **ઔ**દીચ્ય**બ્ર**હ્મસમાજની વ્યવસ્થાપક કમિટીએ શાલ-પાઘડીથી આ નમ્ર સેવકનો આગળ નહિ **થ**એલો એવો પ્રથમજ સત્કાર કર્યો, તેના અપૂર્વ ઔદાર્ય અને ગુણજ્ઞતા માટે હું અત્યંત આભારી થયો છું, અને તેમની તથા અત્રત્ય ચોરાશી ન્યાતની કદરદાની હું જીવનપર્યંત પરમસંતોષસહ સાભાર સ્મરીશ.

**૨૧**—જે સજ્જનો સંમેલનમાં પધારે, તેમની પ્રમુખ મહારાજ સાથે તથા પરસ્પર ઓળખ (Introduction)

કરાવવાનો ચાલતો આવેલો રિવાજ કેટલાંક વર્ષથી મંદ પડી ગયો છે, તે પાછો તાજો કરવાની જરૂર લાગે છે, માટે હવે પછી થનારાં સંમેલનોના ઉત્પાદક, ચાલક અને કાર્યવાહકો આ નમ્ર પણ હિતાવહ સૂચના ઉપાડી લેશે એવી આશા છે.

**ગણપતરામ અનુપરામ ત્રવાડી.**

---

ૐ

"**શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજ**"— ઇ. સ. ૧૮૬૦ ના ૨૧મા આક્ટપ્રમાણે રજીસ્ટર થયેલો હોવાથી, તેના ધારાની કલમ ૨ તથા ૧૦ પ્રમાણે સંમેલનની આગલી રાત્રિએ **મા**ળવીની વાડીના ઉપરના દિવાનખાનામાં મંત્રીએ જાહેર ખબર આપ્યા પ્રમાણે સંવત્ ૧૯૬૯ના ફાગણ વદિ ૨ (બીજ) ને સોમવાર તા. ૨૪મી માર્ચ સન ૧૯૧૩ના રોજે મળેલા બ્રહ્મસમાજના સભાસદોની વાર્ષિક સામાન્ય સભાનો અહેવાલઃ—

એ સભામાં નીચેના સભાસદો હાજર હતાઃ—

૧ શ્રીમન્ **ન**થુરામ શર્મા, બીલખા.
૨ શ્રીયુત **વિ**દ્યાશંકર કરૂણાશંકર આચાર્ય, પાટણ.
૩ ,, **ન**થુરામ લલ્લુરામ ભટ્ટ, ગોઝારીઆ.
૪ ,, **ગ**ણપતરામ અનુપરામ ત્રવાડી, સુરત.
૫ ,, **દ**યાશંકર મોતીરામ જાની, વઢવાણ.
૬ ,, **ક**રસનજી જીવરામ આચાર્ય, ચુડા.
૭ ,, **દા**મોદર લીલાધર ઠાકર, દડવી.
૮ ,, **ઇ**શ્વરરાય નરભેરામ પંડયા, કરાંચી.
૯ ,, **સો**મેશ્વર લક્ષ્મણ પાઠક તરફથી પુરૂષોત્તમ વામન પંડયા, શાહદા, (ખાનદેશ).
૧૦ ,, **જ**ર્માએતરામ નરભેરામ ત્રવાડી, સુરત.

૧૧ શ્રીયુત નાનાલાલ દેવશંકર જાની, અમદાવાદ.
૧૨ „ દેવશંકર રામેશ્વર પંચોળી, ચાણસ્મા.
૧૩ „ ત્રિભુવન કૃષ્ણારામ દવે, થામણા.

સામાન્ય મંત્રીએ આ સભા બોલાવવાની જાહેર ખબર તથા પોતાનો વાર્ષિક વૃત્તાંત તથા બ્રહ્મસમાજનો ગયા વરસનો હિસાબ, તેનાં પરિશિષ્ટો, તથા સભાસદોનાં નામો વગેરે જે છપાવીને અગાઉથી દરેક સભાસદને મોકલવામાં આવ્યાં હતાં, તે વાંચી સંભળાવ્યાં. તે ઉપર રા. દયાશંકર મોતીરામ જાનીએ નીચેનો ઠરાવ રજુ કર્યો:—

## ઠરાવ પહેલો.

સામાન્ય મંત્રીએ રજુ કરેલો પોતાનો વાર્ષિક વૃત્તાંત અને બ્રહ્મસમાજનો વાર્ષિક હિસાબ આ સભા મંજુર કરે છે.

આ ઠરાવને રા. વિદ્યાશંકરભાઈએ ટેકો આપવાથી તે સર્વાનુમતે મંજુર થયો.

તે પછી રા. નાનાલાલ દેવશંકરે નીચે મુજબ બીજો ઠરાવ રજુ કર્યો:—

## ઠરાવ બીજો.

આ વર્ષના દશમા સંમેલનમાં તથા હવે પછી જ્યારે જ્યારે બ્રહ્મસમાજ મળે, ત્યારે ત્યારે સંમેલનના પ્રતિનિધિઓને બ્રહ્મસમાજના અંગભૂત ગણવા; અને તે સઘળા અંગભૂતો બ્રહ્મસમાજ વખતે તેમના તરફથી આ સમાજના વ્યવસ્થાપક મંડળમાં ૧૨ (બાર) ગૃહસ્થોને ચુંટી કાઢે; આ બાર પૈકી ત્રણ ગૃહસ્થો ઔદીચ્યહિતેચ્છુ સભાના જીવનપર્યંતના સભાસદોમાંથી ચુંટી કાઢવા જોઈએ; અને આ સમાજનું વ્યવસ્થાપક મંડળ ૩૫ સભાસદોનું કરવું.

આ ઠરાવને રા. દેવશંકર રામેશ્વર પંચોળીએ ટેકો આપવાથી તે સર્વાનુમતે મંજુર કરવામાં આવ્યો.

એ પછી રા. જમીએતરામ નૃસિંહરામ ત્રવાડીની દરખાસ્ત અને રા. નથુરામ લલ્લુરામ ભટ્ટના ટેકાથી નીચેનો ઠરાવ મંજુર કરવામાં આવ્યો:--

## ઠરાવ ત્રીજો.

આવતી સાલના વ્યવસ્થાપક મંડળના મેમ્બરો આવતી કાલના સમાજમાં નીમવા માટે નામાવલિ તૈયાર કરવા માટે નીચે લખેલા ગૃહસ્થોની કમિટી નીમવી:--

૧ શ્રીયુત દયાશંકર મોતીરામ જાની.
૨ „ નાનાલાલ દેવશંકર જાની.
૩ „ દેવશંકર રામેશ્વર પંચોળી.
૪ „ માણેકલાલ મોતીલાલ દવે.
૫ „ વિદ્યાશંકર કરૂણાશંકર આચાર્ય.
૬ „ દલસુખરામ મગનલાલ દવે.

આ કમિટીએ આવતી કાલના સમાજમાં નામાવલિ રજુ કરવી. એ પછી રા. વિદ્યાશંકર કરૂણાશંકર આચાર્ય તરફથી નીચેની દરખાસ્ત રજુ કરી, અને તેને રા. ત્રિભુવન કૃષ્ણારામ દવેએ ટેકો આપવાથી તે ઠરાવરૂપે સર્વાનુમતે પસાર થઈ.

## ઠરાવ ૪ થો.

જાહેરખબરની કલમ ૨, ૩, ૪ વાળી બાબતોમાટે આવતી કાલથી મળનાર સમાજની બેઠકમાં જે ઠરાવ થાય, તે પ્રમાણે અમલ કરવાને જે જે જરૂરનું જણાય, તે તે વ્યવસ્થા કરવા માટે આ સભા વ્યવસ્થાપક મંડળને સત્તા આપે છે.

ઉપરમુજબ કામ કરી તે સમયે તે સભાને બરખાસ્ત કરવામાં આવી હતી.

**નથુરામ શર્મા,**
પ્રમુખ. ભા. ઔ. પ્ર.



॥ ॐ ॥

# श्रीभारतवर्षीय औदीच्यब्रह्मसमाज.

# दशमुं संमेलन.

## પહેલો દિવસ.

**ફાગણવદિ ૩ સં. ૧૯૬૯. મંગળવાર તા. ૨૫-૩-૧૩.**

આજે સંમેલન મળવાનો પહેલો મંગળ દિવસ હતો, તેથી સર્વ દિશાએથી પધારેલા પ્રતિનિધિઓ, પ્રેક્ષકો, સ્વયંસેવકો અને જ્ઞાતિહિત ઈચ્છનારી સન્નારીઓથી ઉતારાનું વિશાળ મકાન ભરાઈ ગયું હતું. સ્નાન, સંધ્યા, ભોજન, સમાજ વગેરેનાં સમયદર્શક પત્રકો ઠેકાણે ઠેકાણે લગાડેલાં હોવાથી નિયમસર પોતાનાં તે તે સમયનાં કામથી પરવારી બાર વાગ્યા સુધીમાં સર્વ, સમાજસ્થાનમાં પોતપોતાના આસનપર ઉત્સાહભરી મુખમુદ્રાસાથે ગોઠવાઈ ગયાં હતાં.

બરાબર ૧૨ વાગે પ્રમુખ મહારાજ, મહાત્મા **શ્રીમન્નથુરામ** શર્મા પધાર્યા. તેઓ સભાસ્થાનમાં પ્રવેશતાં, સર્વએ ઉભા થઈ હર હર મહાદેવની દીર્ઘ ગર્જનાથી અને પાશ્ચાત્ય રૂઢિપ્રમાણે તાળીઓના ઘોષથી તેમને વધાવી લીધા. તેઓશ્રીએ અગ્રભાગમાં (ડાઇસ ઉપર) પોતાની બેઠક લીધી. તેમની જમણી બાજુએ ઉપપ્રમુખ રા. બ. **માધવરામભાઈ** તથા ડાબી બાજુએ સ્વાગત મંડળના પ્રમુખ રા. રા. **મંછારામભાઈ** બિરાજ્યા. સભાસ્થાનની બાંતોપર પ્રતિનિધિ, પ્રેક્ષક, મહિલામંડળ, સન્માનિત પ્રેક્ષક, રિપોર્ટર વગેરે માટે લખેલાં બોર્ડો લટકાવેલાં હતાં, તેથી સૌ પોતપોતાના વિભાગમાં ઉત્સાહના ઓજસથી શોભતા હતા. આ સર્વની યાદી તેમનાં જુદાં જુદાં પરિશિષ્ટોમાં આપી છે.

સભાસ્થાનમાં આગળથી **શ્રીવેદ**નાં પવિત્ર પુસ્તકો અને શ્રી**સરસ્વતી દેવીની રાજા રવિવર્માની** ચિત્રિત મોટી છબી પધરાવવામાં આવ્યાં હતાં. પ્રતિષ્ઠિત ઉપાધ્યાય રા. **ભવાનીશંકર પ્રભુરામ સુરતવાસી**દ્વારા રા. **ગણપતરામે** ઉભયનાં પૂજન કરી પુષ્પમાલા તથા નૈવેદ્ય ધરાવ્યા પછી શાંતિપાઠ અને સરસ્વતી સ્તવન બોલવામાં આવ્યાં હતાં.

ત્યારપછી રા. **ગણપતરામ અનુપરામ ત્રવાડી**એ ડાઇસ ઉપર આવી પ્રમુખશ્રીને પ્રણામ કરી, સર્વ સભાજનો પ્રત્યે નમસ્કાર સાથે પોતાનું સ્વાગતનું આભારોદ્ગાર–ભાષણ વાંચતાં પહેલાં વીનવ્યું કે:–

"ગૃહસ્થો! મારા પોતાના પ્રત્યે અને મારા વતન પ્રત્યે અપૂર્વ પ્રીતિ દર્શાવી આપ સર્વ અત્ર પધાર્યા છો, તેથી મને બહુ મોટું માન મળ્યું છે. આજનો દિવસ મારા પોતાના જીવતરમાં સોનાનો સૂરજ ઉગ્યા સમાન માનું છું. એક વિભાગમાંથી નહિ, પણ દેશના જુદા જુદા સર્વ ભાગોમાંથી જ્ઞાતિહિતચિંતકોએ પધારી મારાપર કરેલા મહાન્ ઉપકારને વર્ણવવામાટે મારી પાસે શબ્દો નથી. આપ મોટી સંખ્યામાં અહિં પધાર્યા છો, અને પૂર્ણ ઉત્સાહ આપની આનંદભરી મુખમુદ્રાઉપર ઝળકી રહ્યા દેખાય છે, તેથી જ્ઞાતિની પ્રગતિ ઘણીજ નજીક છે, એમ આશા બંધાય છે." એટલું બોલી તેમણે પૂર્ણ શાન્ત ચિત્તે પોતાના આભારોદ્ગાર નીચે પ્રમાણે પ્રકટ કર્યા. તેમના એ ભાષણની છાપેલી નકલો ત્યાં તેજ વખતે વહેંચવામાં આવી હતી.

## સંમેલનના તંત્રીના આભારોદ્ગાર.

" **૧. બીલખાના આનંદાશ્રમ**માં ગયા જેઠ માસમાં નવમું સંમેલન મળ્યું, તે પહેલાં **સુરત**થી મેં આપણા પ્રમુખ મહારાજને પત્ર-દ્વારાએ દશમું સંમેલન અહિં **સુરત**માં ભરવા મારી ઇચ્છા પ્રકટ કરી હતી; અને નવમા સંમેલનના સમાપ્તિ-સમયે પોતાની પણ એ પ્રમાણેની આજ્ઞા થઇ; અને ત્યાંના સકળ

**સ**માજનો પણ તદનુસાર પ્રતિધ્વનિ નીકળતાં મેં તેનો સ્વીકાર કર્યો; અને તેના ફળરૂપે આપ બંધુઓનાં દર્શનનો અને સેવા કરવાનો મને લાભ મળ્યો, તે માટે હું મને ભાગ્યશાળી ગણું છું.

૨. મારા એ આત્મ-સંતોષમાં **ખં**ભાતના દીવાન રાવ બહાદુર **મા**ધવરામભાઈએ ખરેખરો ઉમેરો કર્યો છે. આ સંમેલનના ઉપપ્રમુખપદે વિરાજવાની મારી વિનતિ પોતે સ્વીકારી આપણી પાછળ પડી ગએલી જ્ઞાતિમાટેની પોતાની લાગણી અને મારી જાતમાટેની છત્રીશ વર્ષ ઉપર થયેલા પરિચયની સ્નેહ-ભાવના પોતે સાચી કરી બતાવી, એ મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે; અને બી. બી. સી. આઈ. ની આખી રેલ્વે સિસ્ટમનું દોઢ ભાડે કન્સેશન અપાવી આપ સર્વેને આભારી કર્યા છે, એ વાત પ્રસિદ્ધ કરતાં મને ઘણો આનંદ થાય છે—કેમકે આપણે માટે એ પહેલોજ દાખલો છે.

૩. **વ**ડોદરા રાજ્યના માજી નાયબ સુબા, શ્રીમાન્ **મં**છારામભાઈએ પણ સ્વાગત મંડળના અધ્યક્ષ સ્થાનનો એવીજ રીતે તરત સ્વીકાર કર્યો; અને તેથી આત્મ-વિલોપનની મારી વૃત્તિને સફળ કરી આપી મને નિશ્ચિંત કર્યો. મારી જાત ઉપર એ થોડો ઉપકાર થયો છે. એમ નથી.

૪. અવિદ્યાના ઘોર અંધારામાં અથડાતી આપણી સમાજનૌકાને ઇર્ષ્યા અને અવિચાર, કેવળ સ્વાર્થ, કુસંપ અને કલેશના ખડકોમાંથી બચાવી લે. એવા સમર્થ, સમદર્શી અને સાત્ત્વિક સુકાની પ્રમુખ-આચાર્ય **સ**માજને મળી આવ્યા છે; દીર્ઘ કાળસુધી જેમણે રાજા-પ્રજાની જાણવાજેવી સેવા કરી કમાત્ યશ અને આશીર્વાદ મેળવ્યા છે, અને જેમને માટે આપણે યથાન્યાય્ય ગર્વ ધરી શકીએ. એવા મહાનુભાવ દીવાને ઉપપ્રમુખ-પદ સ્વીકાર્યું છે; અને આપણા **સિ**દ્ધપુરક્ષેત્રમાં **સ**રસ્વતીના પવિત્ર તટઉપર જે બાહોશ અને કાર્યકુશળ પુરુષે આપણા **બ્ર**હ્મસમાજના પ્રમુખ-પદે વિરાજી

સૌમાં અસાધારણ ઉત્સાહ ઉપજાવ્યો હતો, તે **મંછારામભાઈ** આ સંમેલનમાં સ્વાગત-મંડળના પ્રમુખ થયા છે. એ પ્રમાણે **અશ્વિનિ-કુમાર**ના ક્ષેત્રસમીપ **તાપી** માતાના ખોળામાં **બ્રહ્મા**, **વિષ્ણુ** અને **શિવ**સમ વિરલ ત્રિપુટીનો સંયોગ થવો, એ મારાં અને **સમાજ**નાં હું અહોભાગ્ય સમજું છું; અને તેમના એકત્રિત બળવડે હવે કોઈ કાર્યસિદ્ધ પ્રગતિ થશે, એવી મહદાશામાં **પંચદશીકાર**નાં '**धन्यो ऽ हम्**' વચનો ક્ષણવાર મારા ઓઠઉપર આવી જાય, તો તે માટે ક્ષમા યાચું છું.

૫. **અમદાવાદ**, **અકોલા**, **કાશી**, **ખંભાત**, **ખેડા બેંતાળીશી**, **જુનાગઢ**, **ધ્રાંગધ્રા**, **નાંદેર**, **પાટણ**, **બડનગર**, **ભાવનગર**, **મુંબાઈ**, **રાજકોટ**, **રાંધણપુર**, **વઢવાણકાંપ**, **વીરમગામ**, **વીસનગર**, **સાતુદડ**, **સિધ્ધપુર**, **સૂત્રાપાડા**, વગેરે સ્થળોએથી સદ્ભાવ ભરેલા પત્રોએ મને હિમ્મત આપી છે, અને મારા ઉત્સાહને જાગ્રત્ રાખ્યો છે, એટલુંજ નહિ, પણ છેવટનો સમય સમીપ આવતાં મારી પ્રકૃતિ લથડતી જાય છે, એવું તેમને જણાતાં તેમણે મારે માટે જે ચિંતાભરેલી લાગણી બતાવી મને આશ્વાસન આપ્યું, અને પ્રમુખશ્રી મારી વિનતિ ઉપરથી મને સાહાય્ય આપવા વહેલા પધારીને મને નિશ્ચીંત કર્યો છે, તે સર્વેએ મારા હૃદયઉપર ભસાય નહિ એવી ઉંડી અસર કરી છે.

૬. જે સજ્જનોએ મને આ કામમાં મદદ કરી છે, તેમણે પોતાનું કર્તવ્ય સમજીને મદદ કરી છે, તેઓ મારાં ઉપકાર-વચનોની તૃષ્ણા રાખે એવા નથી, માટે સર્વ પક્ષના મારા ઔદીચ્ય-બંધુઓના આભારની ટુંક નોંધ લઈ સંતોષ વાળવો પડે છે.

૭. વળી **ટોળક** જ્ઞાતિના અગ્રગણ્ય ગૃહસ્થોએ અહિં સુધી આવી પોતાની હાજરીથી મારા પ્રત્યે તથા આપણી જ્ઞાતિ પ્રત્યે શુભેચ્છા સિદ્ધ કરી આપી છે, અને કાળ તથા કેળવણીનો પરિપાક થયે તે અને આપણે સર્વે એક થતાં ભવિષ્યની પ્રજા આપણો

આજનો પ્રયત્ન કૃતજ્ઞતાથી ભાળે એજ આપણું ઈનામ અને એજ આપણા શ્રમનો બદલો પૂરતો માનવાનો છે.

૮. પણ રૂઢિ-બળથી બીજી જ્ઞાતિમાં ગણાતા છતાં ઉદાર ચરિત્ **ઑનરબલ શ્રીમાન્ પી. ડી. પટ્ટણી સાહેબે** મારી જાતમાટે જે અંગત લાગણી બતાવી મને કીમતી મદદ કરી, અને **ભાવનગર** તથા **જામનગર** રેલ્વેનું જાત વળતનું એકવડે ભાડે કન્સેશન અપાવ્યું, તે ખાતે આપણે સઘળા તેમના ઋણી છીએ.

૯. શ્રીમાન્ **મનુભાઈ** તથા શ્રીમાન્ **નટવરલાલે** પોતાની વિશાળ વાડી તેમાંના બંગલા સાથે આપણને આપી, અને હૃદયના ઔદાર્યથી ભરેલાં વચનોવાળો મને પત્ર લખ્યો છે, તે તેમની કુલીનતા અને સૌજન્ય સિદ્ધ કરે છે. જગત્માં પરસ્પર મદદ કરવાની ફરજ છે, એમ તેઓ જણાવે છે. એમની પેઠે એ પ્રમાણે કરી બતાવનારની સંખ્યાથી પૃથ્વી વ્યાપ્ત થાય, તો પછી આ જ સ્વર્ગ સમજવાનું છે.

શ્રીમાન્ સોલીસીટર **ત્રિભુવનદાસ** માળવી, એમ. એ., એલ. એલ. બી. એજ વાડીમાં તેમના બંગલા અને ઘર તથા સામાન આપી તેમણે, અને સાર્વજનિક હાઈસ્કૂલના હેડ માસ્ટર મિ. **ચુનીલાલ ઘેલાભાઈ શાહે** જે મદદ કરી છે, તેની નોંધ પણ કૃતજ્ઞ હૃદયથી લેવી ઘટે છે.

શ્રીમાન્ **ત્રિભુવનદાસ** પોપાવાળાએ પોતાની જમીન ડૉ. **શિવશંકર નાનાભાઈ રાવળની** ભલામણથી વાપરવા આપી, તે ખાતે તેમનો ઉપકાર.

અહિંના ડેપ્યુટી સ્ટેશન માસ્ટર રા. રા. **ગોવર્ધનદાસે** વખતો વખત મને કીમતી મદદ કરી મને આભારી કર્યો છે.

૧૦. ટુંકમાં કહેવાનું કે મને આ વેળાએ સર્વ દિશાએથી ભાઈચારાનો જે મીઠો અનુભવ થયો છે, તેથી મારી તો ખાત્રી થઇ છે કે આવાં સંમેલનોથી અન્યોન્ય આશ્રયના, એકતાના અને

ભ્રાતૃત્વાદિના ગુણોનો આપણામાં આવિર્ભાવ પ્રકટી નીકળે છે, અને તેથી આ પ્રસંગને હું સહર્ષ વધાવી લઉં છું, અને આપણા તથા સમગ્ર દેશના ઉત્કર્ષને માટે આવાં ઘણાં સંમેલનો થાઓ એમ હું ઇચ્છું છું અને જરૂરનું ધારૂં છું.

**૧૧.** છેવટમાં કહેવાનું કે આપનું આતિથ્ય કરવાનું અને આપને પૂરતી સગવડ કરી આપવાનું મારું પૂરેપૂરૂં મન છતાં જે ખામી રહી ગઈ હોય, તેની આપ મોટા મનથી ક્ષમા આપશો; અને કેળવણી ખાતાના બે અધિકારી બંધુઓએ જુદે જુદે વખતે મળીને મને ભાર દઇને કહ્યું કે, "અમે જ્ઞાતિની સેવા કરવા આવીએ છીએ, ભોજનાદિની મજા ચાખવા આવતા નથી, અગ્નિ આગળ પાણી જેમ વરાળ થઇને ઉડી જાય છે, તેમ આપણી કર્તવ્યનિષ્ઠાના તાપ આગળ જે અગવડો હશે, તે આપોઆપ અળપાઈ જશે, અને તેને અમે ગણીશું નહિ;" આવી ઉદાર ભાવનાથી આપ વિભૂષિત બની અત્ર પધાર્યા છો, એમ સમજી આ ક્ષમા-પત્ર આપ આગળ મૂકીને વિરમું છું.

**૧૨.** મારા જીવનનું સ્વપ્ન આપ મહાશયોના પધારવાથી આજ સિદ્ધ થયેલું જોઈ મારા મનથી હું કૃતકૃત્ય થએલો, જાણે પારલૌકિક સુખનો લ્હાવો આપની કૃપાવડે લેતો હોઊં એવો મને આભાસ થાય છે. इति **शं**."

એ ભાષણ સમાપ્ત થતાં તેમણે સર્વ સજ્જનોને નમન કરી પોતાની બેઠક લીધી હતી.

તે પછી **સુરત વનિતાવિશ્રામ**માં ભણતી ત્રણ—**ચં**દન નથુરામ, **સુ**ખદા મણિલાલ, અને **સુ**મતિ નરભેરામ તથા બહારગામથી આવેલી બે—**ચં**ચળ મોહનલાલ, અને કમળા મૂળશંકર મળી પાંચ **ઔદીચ્ય** બાળાઓએ **સ**રાડીઆ-નિવાસી રા. **ગિરિજા**શંકર શર્મા વિરચિત સ્વાગતના નીચેના શ્લોકોથી સભ્યોનું સુંદર સ્વરે હાર્મોનિયમના સૂર સાથે સ્વાગત કર્યું હતું.

# शार्दूलविक्रीडित.

---

स्वामिञ्जंगमतस्थुषां, प्रणमतामानंद मन्दार भो !,
युष्मत्सत्करुणासुधा, जलधरस्योत्कृष्ट वृष्ट्याभुवि ।
अस्मिन्सूर्यपुराख्यनंदनवने, सर्वार्थसिद्धिप्रदम्, ।
त्वौदीच्य द्विजवर्य मंडल, सुरद्रुजातमीशाऽवतम् ॥ १ ॥
सामान्येन नमः समोऽस्यपि, भवान्सर्वे स्थले व्यापकः, ।
प्राप्तिस्ते द्विज मंडल प्रतिकृतौ, वैशेष्यतोजायते ।
तस्माद्ब्राह्मण मंडलस्य भवतः, सन्मूर्ति भूतस्य वै, ।
सन्मानं प्रकरोमि संप्रति, मुदास्येहागतस्येश्वरः ॥ २ ॥
भो ! भो !! पद्मभवास्यजा द्विजवरा, विप्रा भवन्तोऽखिलाः, ।
स्वज्ञात्युन्नतये शिवाय मिलिताः, स्थानेऽत्र वः स्वागतम् ।
संयातोऽवनतिं दुरात्मकलिना,ऽस्मज्ज्ञातिवर्गोऽधुना, ।
संपूर्णो बहुधा हि तस्य सुजनैः, संचिन्तनीयोन्नतिः ॥ ३ ॥
विप्राणां तु समस्त वर्ण गुरुता रुपा, सूर्यदिव्यप्रभा, ।
नीलैर्दुष्कलिकाल वारिददलै, राच्छादिता सर्वतः ।
तान् भित्वा सुविचार तीक्ष्ण, बलवद्वातप्रहारैः पुनः, ।
संपाद्या प्रवरा हि सा सुगुरुता, मार्तंड दिव्यप्रभा ॥ ४ ॥

આ શ્લોકોનો ભાવાર્થ આ રિપોર્ટની નોંધ લેનાર તથા તે રચનાર રા૦ મોહનલાલ મૂળશંકર ભટ્ટે નીચે પ્રમાણે એજ વૃત્તમાં દર્શાવ્યો છે. તે તેજ બાળાઓએ તેજ સમયે સાથમાં ગાઈ બતાવ્યો હતો.

સ્થાવરજંગમ-સ્વામી ને, જગતમાં આનંદની મૂરતિ !,
તારી સત્કરૂણાસુધા-અવનિમાં, વૃષ્ટિ વડી મેઘની;
થાવાથીજ સભા ઉદીચ્યની, મળી રૂડે સ્થળે સુરતે,
દેવોના તરૂની સમાન ઉપજી, હે ઈશ! તું રક્ષજે. ૧.

**વ્યાપક સર્વસ્થળે પ્રભુ, નભસમા સામાન્યતઃ આપ છો,**
**બ્રાહ્મણમંડળ–મૂરતિ–સ્વરૂપમાં, વિશેષથી પ્રાપ્ત છો;**
**આવેલી અહિં આજ મૂર્ત્તિ પ્રભુની, બ્રાહ્મી સભાવેશથી,**
**તેને આપ સ્વરૂપભૂત પ્રભુજી!, સન્માનું છું પ્રેમથી.** ૨.
**વિપ્રો સર્વે પુત્ર શ્રેષ્ઠ કમલભૂ, બ્રહ્માતણા આપ છો,**
**સ્વજ્ઞાતિહિત સાધવા સહુ મળી, અત્રે ભલે પ્રાપ્ત છો;**
**જ્ઞાતિ આપણી આજ કાલ કળિની, દાઢે ફસાઈજ છે,**
**શોધો સ્વારથ સદ્ય સર્વ સુજનો, ઉન્નતિ ઉપાયને.** ૩.
વિપ્રોની ગુરૂતા પ્રસિદ્ધ જગમાં, શ્રીસૂર્યની રશ્મિશી!,
કાળાં વાદળ આવીને જ કળિનાં, તે ખુબ ઝાંખી પડી;
ભેદી શુષ્ક વિચારરૂપ બળીઆ, વાયુપ્રહારે કરી,
પૂર્વેની ગુરૂતા પ્રભા સૂરજની, સંપાદ્ય યત્ને કરી. ૪.

તે પછી નીચેની ગરબી તે કન્યાઓએ ગાઈ હતીઃ—

"સુંદર શામળીઆ" એ લય.

બન્ધુજનો! મારા, વંદન પ્રેમે કરીએ;
જ્ઞાતિના તારા!, લહી ઉર શાંતિ ભરીએ......................ટેક.
ભલે પધાર્યા બ્રહ્મસમાજે, પ્રમુખસ્થાને શ્રીનાથ બિરાજે;
શ્રમ લીધો જ્ઞાત્યુન્નતિકાજે, સફળ થતાં સૌ દુઃખો ભાજે;
ઉભય સ્થળે સુખ વરીએ, બન્ધુ જનો મારા! ૧.
બ્રહ્મર્ષિના પદને પામી, હરજો સર્વ અવિદ્યા ખામી;
ઉન્નતિ કરજો જ્ઞાને વિરામી, ઉભય જાતિને સુખમાં સમાવી;
જન્મજરાદિ હરીએ, બન્ધુ જનો મારા! ૨.
મહત્ પદે રાજી સુખ કરજો, સ્વજ્ઞાતિમાં વિદ્યાદિ ભરજો;
અવિહિત રૂઢીને પરહરજો, શાસ્રીય રીતે સંપદ્ ભરજો;
જગ દુઃખ સહજ વિસરીએ, બન્ધુ જનો મારા! ૩.

એક વ્યક્તિ અટવાઈ જાયે, અનેકથી દુષ્કાર્ય સધાયે;
સંપે સઘ સુફળ લણાયે, સત્કાર્યે સઉ દુઃખ હણાયે;
જય જય શબ્દ ઉચરીએ, બન્ધુ જનો મારા! ૪.

તે પછી કુમારિકા કમળાએ પ્રમુખશ્રીની સ્તુતિ ગાઈ હતી.

ત્યારબાદ સ્વાગત મંડળના પ્રમુખ રા. રા. મંછારામભાઈએ પોતાનું સ્વાગતનું ભાષણ શરૂ કરતાં કહ્યું કેઃ—

" મહાનુભાવ પ્રમુખશ્રી! સદ્‌ગૃહસ્થો! ઈનામદારો! જાગીરદારો અને મહિલા મંડળમાં બિરાજેલી ભગિનીઓ!! આપ સર્વ આપણી જ્ઞાતિના હિતને માટે દૂર દૂરથી અહિં પધાર્યાં છો. અહિંના સ્વાગતમંડળ તરફથી અને મારા પોતાના તરફથી બહારથી આવનારને આપણા ધર્મશાસ્ત્રપ્રમાણે અર્ઘ્યપાદ્યથી કરવુ ઘટતું પૂજન હું મનથી અને વાણીથી કરૂંછું, તે આપ સર્વ સ્વીકારશો.

આપ સર્વને સુરતમાં વસતા ફકત નહિ, પણ આ વિભાગના જુદા જુદા સમવાયો—સુરત, પાલવાડા, પંચકોશી, નવચોરા વગેરે સર્વ તરફથી અભિનંદન કરૂં છું. આપ પૈકી ઘણાખરા દુર દેશથી મોટો શ્રમ ઉઠાવીને, દ્રવ્યવ્યય કરીને, અને પોતાનો ધંધો છોડીને, અમારા નિમંત્રણને માન આપીને પધાર્યા છો, તેથી સર્વ તરફથી હું આપને પુનઃ અભિનંદન અર્પું છું.

અમારા આ વિભાગમાં વસતા સુરત, પાલવાડા, પંચકોશી, નવચોરા વગેરે સમવાયોના અમે જ્ઞાતિજનો આજથી ૨૦ વર્ષ પહેલાં જ્ઞાતિના સમાજમાં બહુ જણાયલા નહોતા, અને નર્મદાની ઉત્તરમાં અમારી જ્ઞાતિનો મોટો સાગર છે, એ, અમારામાંના ઘણાખરા જાણુતા નહોતા; પણ આજે અમે જાહેર કરવાને શક્તિમાન્ અને ભાગ્યશાળી થઇએ છીએ કે, અમારો નાનો ગણાતો અને ઔદીચ્ય-સાગરની સીમાપર આવેલો આ ભાગ સમગ્ર જ્ઞાતિના ૬૦મા ભાગ જેટલો છે; અને તેથી અમે જ્ઞાતિના સંબંધમાં અમારાથી બની શકતી સેવા બજાવવા તૈયાર છીએ, તે સ્વીકારશો.

આપણી સમગ્ર જ્ઞાતિને આવી રીતે એકત્ર કરવાનું મોટું ઉપકારી કામ કરનાર **અમદાવાદના** જે નરવીરો હતા, તેમાં બોલવાને ખુશી ઉપજે છે કે, અમારા વિભાગના એક ગૃહસ્થ રા. સા. ડૅા. **જગન્નાથ કેશવરામ ભટ્ટ** પણ હતા, અને તેથી શરૂથી અમારો આ નાનો વિભાગ જ્ઞાતિસેવાથી બહિર્મુખ નથી. બેશક શરૂઆત કરનાર **અમદાવાદની** ઉદીચ્ય-હિતેચ્છુ-સભાના સભ્યોને આવું મહાભારત પગલું ભરવાને ધન્યવાદ—ખરા અંતઃકરણનો ધન્યવાદ—આપું છું. જે **ઔદીચ્યમહાસાગરે** એકત્ર થઇ ૨૦ વર્ષથી પોતાની છોળોથી જુદા જુદા દેશવિભાગોને પવિત્ર કરવા માંડયો છે, તેની અપૂર્વ છોળનો લાભ આજે અમને મળવા માંડયો છે, અને એ લાભ મળવામાટે **સમાજના** ચાલકોના અમે આભારી છીએ.

વચમાં **સમાજની** બાલ્યાવસ્થામાં આવેલાં કેટલાંક સંકટોથી **સમાજ** બંધ પડયાજેવો થયો હતો, પણ સુભાગ્યે **મહાત્માશ્રીના** આશ્રયથી અને બીજા ગૃહસ્થોની મહેનતથી પુનઃ ચાલુ થયો છે, એ આનંદની હકીકતના અમે આજ ભોકતા થયા છીએ. રા. **ગણપતરામ અનુપરામ ત્રવાડીએ** આત્મભોગ આપીને **સમાજ** મેળવ્યો તેથીજ અમે આ આનંદ ભોગવવા પ્રારબ્ધવાન્ થયા છીએ.

બંધુઓ ! આપ સર્વ સુજ્ઞ છો. આપનો આદરસત્કાર કરવો જોઇએ તેટલો અને તે રીતે કરી શકવા માટે અમે શક્તિમાન્ હોઇએ એ વિષે શક છે. અમે સમાજના કાર્યવ્યવહારથી પલોટાયલા નથી, તેમ આપનું આદરાતિથ્ય કેવે પ્રકારે કરવું તે જાણતા નથી; અગર જોકે આપ જે આત્મભોગ આપીને પધાર્યા છો, તેમને આદરાતિથ્યની સ્પૃહા નથી; તેથી અમારા વિવેકમાં ન્યૂનતા જણાય તો અમારી કેલવણી કે વ્યવસ્થાની ખામી સમજશો; છતાં ઉંચામાં ઉંચી અને ખરા શુધ્ધઅંતઃકરણની

આપની પરોણાગત કરવાને અમે ઇચ્છીએ છીએ; અને અમારા મનમાં જે શુદ્ધ ભાવ છે તે અમે બતાવી કે બજાવી શકતા નથી એમ આપ માનશો.

મને સોંપાયલું આવા મોટા સાગરરૂપ મેલાવડાને સ્વાગત કરવાનું ઉત્તમ કામ **સ્વાગત-મંડળના પ્રમુખતરીકે જોઇએ** તેવી રીતે હું બજાવી શકીશ નહિ, છતાં, મને કહેવાને આનંદ થાય છે કે, મારે કરવાના કામમાંનું ઘણું કામ રા. **ગણપતરામભાઇએ** કરીને મને આપના આગળ સારો દેખાડયો છે. સમય થોડો છે, ને કામ ઘણું છે, પણ મારે કહેવું જોઇએ કે આપણા પૂર્વજો કેવા હતા તે આપ સર્વેને વિદિત છે; તે વિષે થોડું કહ્યા વિના હું અટકી શકીશ નહિ. આપણા મહામુનિઓ **અત્રિ, વામદેવ, અંગિરા, બૃહસ્પતિ, વસિષ્ઠાદિ** મહાન્ વિદ્વાન્ હતા; તેમનો સમય સંભારો. તેઓ બ્રહ્મજ્ઞાનમાં સંપૂર્ણપણે સ્થિત હતા. આપણી તે દૈવી વિદ્યા તે સમયે પૂર પ્રકાશમાં હતી. તે પછીનો **આરણ્યક** કાળ યાદ કરો. તે યજ્ઞાદિ વિદ્યા અને તત્ત્વજ્ઞાનનો મધ્યાહ્ન કાળ હતો. ઋષિઓએ એ સમયમાં અરણ્યમાં રહીને તે વિષયોમાં બહુ ભારે શ્રમ ઉઠાવેલો જણાય છે. ત્યારપછી **કલ્પકાળ** શરૂ થયો, તેમાં કલ્પસૂત્ર, ગૃહ્યસૂત્ર વગેરે સૂત્રગ્રંથો થયા, અને વિદ્યાને સાચવી રાખવાના એ સૂત્રરૂપ પ્રયત્નો અદ્યાપિ વિદેશીય વિદ્વાનોને આશ્ચર્ય-ચકિત કરે છે. ગૃહસ્થો ! એ નરવીરોની ગણનામાં સ્ત્રીઓએ પણ બહુ મોટો ભાગ બજાવ્યો છે. મહાસતી **અનસૂયા**, બ્રહ્મવેત્ત્રી **ગાર્ગી**, વિદુષી **કાત્યાયની** અને **મૈત્રેયી** વગેરેના પ્રયત્નો ભૂમંડલ-વિખ્યાત છે. આ સમય ગયો, અને પછી **યુનાની, શક** અને **પઠાણનો** સમય આવ્યો, તેમાં યોગજ્ઞાનાદિનો પડતીનો સમય હતો, છતાં મહાન્ **કુમારિલ ભટ્ટ** એ વિદ્યાને ટકાવવા અને પરમ પૂજ્ય, પ્રાતઃસ્મરણીય, ભગવાન્ **શંકરા-**

ચાર્યે (તાળીઓ) સજીવન કરવા કરેલા પ્રયત્નો જગજાહેર છે. એ મહાનુભાવ શંકરના સિધ્ધાંત હાલમાં આખી પૃથ્વી ઉપરના વિદ્વાનોને વિચારવા યોગ્ય જણાયા છે. આ આપણું બ્રાહ્મણોની ઉન્નતિનું શિખર છે, એમ માનશો. ગૃહસ્થો ! આજે આપણામાં એ વિદ્યા છે, નાશ પામી નથી, તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત આપણા પ્રમુખશ્રી છો. (તાળીઓ.) એ વચલા ગાળામાં કુમારિલ ભટ્ટ, બ્રહ્મગુપ્ત, વરાહમિહિર, અને ભગવાન્ શંકરાચાર્યાદિએ બહુ ભારે પ્રયત્ન ધર્મસંબંધે કર્યો છે, છતાં પાછળથી શક, હૂણ, તાતાર, પઠાણ અને મોગલનો સમય ભારતવર્ષને માટે બહુ ભયંકર હતો; તે અરસામાં ધર્મ, ધર્મપુસ્તક અને ધાર્મિક ક્રિયાઓ નાશના પંઝામાં હતાં, છતાં જેમ પહેલાં મહારાજા મૂળરાજ અને સિધ્ધરાજે તેમ પાછળથી મહાન્ શિવાજીએ એ નાશમાંથી ધર્મને બચાવવા બહુ શ્રમ ખેડયો છે. હાલની માયાળુ ઇંગ્રેજ સરકારે ધર્મસંબંધે બહુ ઉદાર રાજનીતિ દાખલ કરીને ધર્મનાપર પડતા પ્રહારો અટકાવ્યા છે, તેના પરિણામમાં ધર્મમાં હાલ જાગ્રતિ જોવામાં આવે છે; અને પ્રાચીન ધર્મને વધારવાને અવકાશ મળ્યો છે, તેમજ ઉન્નતિનો વિષય વિચારી શકાય છે. આ સમયમાં અશોકાદિનાં નામ ઈતિહાસ-શિક્ષણદ્વારા સર્વના કર્ણગોચર થયાં છે. આમ સમય બદલાયો છે.

વધારે તપાસ કરીશું તો જુદા જુદા તમામ વિષયમાં આપણા પ્રાચીન પૂર્વજોએ કરેલા શોધો અને યોજેલી વિદ્યાઓ વિચારણીય જણાશે. ભૂમિતિવિદ્યા પશ્ચિમમાંથી આવી એમ મનાય છે, પણ આપણા યજ્ઞાદિના કામમાં એ વિદ્યાનો ઉપયોગ કરેલો જોવામાં આવે છે. કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીયશાખાના યજ્ઞોમાં વેદી વગેરે બનાવવામાં ભૂમિતિનો પૂરો અને છૂટથી ઉપયોગ થયેલો છે. તેથી એ વિદ્યા આપણી છે તે સાબીત થયું છે.

શિલ્પાદિમાં પણ પ્રાચીન **આર્યો** બહુ આગળ વધેલા હતા. **ગૌતમસુત્ર**માં તેના ઘણા દાખલા છે. **રાજવલ્લભ**માં આપેલા શિલ્પના નિયમો આશ્ચર્યમાં ડુબાડે છે. પ્રાચીન ઇતિહાસ લખનાર **મેગેસ્થનીસ** લખી ગયો છે કે, **આર્યો** ઉત્તમ ભવનો બાંધી શકે છે, સારી રાજધાનીઓ ઉભી કરે છે, અને તેને શોભાવે છે, તથા તેની સારી વ્યવસ્થા રાખી શકે છે.

આરોગ્ય અને ઔષધી શાસ્ત્રમાં પણ આપણા પૂર્વજો બહુ આગળ વધેલા હતા. તેમનું વિદ્વત્તાપૂર્ણ રસાયન, ઘણાજ ઉંચા વિચાર, ક્રિયા અને અનુભવનું પરિણામ દર્શાવે છે. નિદાન, મિડિક્ષ્ી, સર્જરી વગેરેનાં શસ્ત્રાનાં વર્ણન **ચરક-સુશ્રુત**માંથી વાંચતાં તેમના ઉંડા અને ઉંચા જ્ઞાનમાટે ઘણીજ અજાયબી ઉત્પન્ન કરે છે. તેમનાં શસ્ત્રો વાળના પણ બે ઉભા ચીરા પાડે તેટલાં તીક્ષ્ણ અને તીવ્ર હતાં; પણ પાશ્ચાત્યવિદ્યાઉપર આધાર રાખનારા આપણે, તે આપણી પ્રાચીન ઉપયોગી વિદ્યાને વિસરતા જઈએ છીએ.

ગણિતવિદ્યા તપાસો. **હિરૅાડૅાટસ**નામનો ગ્રીક આપણું જુનું અક્ષરગણિત લઈ ગયો. ત્યાંથી યુરોપમાં ફેલાયું, અને પાછું આવ્યું ત્યારે આપણે તેને પશ્ચિમનું કહેવા લાગ્યા છીએ; પણ તે ભૂલ છે. આપણુંજ હતું તે પશ્ચિમવાસીઓએજ સાબીત કર્યું છે. આ પ્રમાણે જુદી જુદી વિદ્યાઓમાં આપણા વડવાઓ પૂર્ણ હતા, અને તે બધું આજે ફેરવાઈ ગયલું જોઈ બીજાઓ નિરાશ થશે. પણ હું નિરાશાવાદી નથી. મને મહાન્ આશાઓ છે, અને હું માનું છું કે આપણા અનુયાયિઓ આપણી આશાઓ પૂરી કરી સર્વ વિદ્યાઓને **આર્યાવર્ત**માં પાછી સજીવન સ્થિતિએ પહોંચાડશે. (તાળીઓ).

તા૦ ૫મી અને તા૦ ૧૯મી માર્ચ ૧૯૧૩ના **કાઠિયાવાડ** સમાચારમાં નામથી અને નનામા આવેલા નિરાશાવાદના લેખોને હું જરાપણ પક્ષકાર નથી; બલકે પૂરેપૂરો વિરૂદ્ધ છું. તે લખે છે

કે સમાજના મેળાવડાઓમાં ખર્ચના પ્રમાણમાં લાભ બીલકુલ નથી, અથવા થોડો છે. આ વાત હું માનતો નથી, અને ખુશીથી કહું છું કે, આવડા મોટા જથામાં મારા બંધુઓ આ દેશમાં વસે છે અને તેઓ આટલે સુધીની કેલવણી મેળવેલા અને મેળવતા છે, એ વાત પહેલાં મારાજ જાણવા સમજવામાં નહોતી. અહિં બેઠેલાઓના દરજ્જા, વિદ્યા, સ્થિતિ અને બીજી વાતોનો વિચાર કરૂં છું ત્યારે મને મારી આશાઓ સફળ થવાની બહુ મોટી ખાત્રી મળે છે. આપણી જ્ઞાતિની વસતિ ઓછી નથી. લગભગ સવાલાખ માણુસની (પારસીઓથી વધારે) છે. મુંબઇ પહેલાં એક નાનું ગામડું હતું, તે ધીમે ધીમે વધીને આજે હિંદમાં પહેલા નંબરનું શહેર, બંદર અને સ્થાન બન્યું છે. સૃષ્ટિના આદિ કાળથી ગણીએ તો તેના પ્રમાણમાં આપણા સમાજની ઉમર બહુ અલ્પ છે અને જે છે તે પ્રમાણમાં સમાજે બનતું કર્યું છે. સુધારા ધીમા પગલાંવાળા હોય તેજ કાયમના થઇ શ્રેયસ્કર બને છે. જેમ આપણે ખામીઓ જોતા જઇશું તેમ તેમ સુધરતા જઇશું. સમાજને આપણે સલાહ આપનારૂં મંડળ ગણવાનું છે, તેની સલાહે પેટા સમાજો ચાલે એ ઇચ્છિત છે પણ તેણે પેટાસમાજો ઉપર અમુક ધારો લાગુ કરવાનો નથી. આપણા સમાજમાં પેટા સમાજો લગભગ ૭૭ થાય; એમ છે. અમારા આ સુરતની આસપાસ તાપી નદીની દક્ષિણના ભાગમાં ૭ પેટા ભાગ છે. આ પેટા ભાગોમાં બધે એક સરખા નિયમ હોઇ શકે નહિ, અને કરવા ધારે તે ફતેહ પણ પામે નહિ. સમાજ એજ કહે છે, અને કરાવે છે, કે પોતપોતાના જથામાં ઘટતા સુધારા કરો. દાખલા તરીકે નર્મદાની ઉત્તરમાં એક કરતાં વધારે સ્ત્રી થાય છે, ત્યાં એમ ન કરવાનો સવાલ ચર્ચવાની જરૂર છે. અમારા વિભાગમાં એક ઉપર બીજી સ્ત્રી થતીજ નથી, ત્યાં એ સવાલની ચર્ચા નકામી છે. ઉત્તરમાં મરણોત્તર ખર્ચ બંધનકારક નથી, દક્ષિણમાં એ ખર્ચ જરૂર કરવા પડે છે. ઉંડા ઉતરીએ તો એવા પુષ્કળ દાખલા મળશે કે એક સ્થાનમાં એક રિવાજ

ઘણું સારો હશે, અને બીજા સ્થાનમાં તેથી ઉલટું ચાલતું હશે. આવા સ્થાનોની સરખામણી કરો, અને સારૂં ગ્રહણ કરો તથા નઠારૂં ત્યજો. આ વિચાર મારા પોતાના છે, અને તેમાં પણ સુધારાને માટે પુરતો અવકાશ છે. અમારા પાલવાડામાં આવા અનુપયોગી તથા દૂર કરી શકાય કે અટકાવી શકાય તેવા ખરચો કમી કરીને અમે લગભગ પાંચ લાખ રૂપીઆ બચાવ્યા છે, એ સમાજ-નીજ ફતેહ છે. અમે કરેલા સુધારાને સમાજ ટેકો આપે છે, તેમ બીજાઓ સુધારા કરશે તેમને પણ ટેકો મળશે, અને એમ આપણે આપણી પ્રગતિ કરી શકીશું; પણ એક વાત હું ભાર દઇને આપને કહેવા ઇચ્છું છું તે એ છે કે, આપણે ભાષણો અને લેખો તરફ નજર કરીને વિરામવું જોઇએ નહિ. હવે આપણે કરી બતાવવું જરૂરનું છે. જે યોગ્ય સુધારો તમને સારો લાગે તે આચારમાં મૂકવા યત્નશીલ થવું ઘટે છે. ઉપરોકત લેખ લખનાર અહિં હાજર હશે તો તેમને હું વિનતિ કરૂં છું કે નિરાશાવાદ છોડીને સમાજમાં પધારો, અને સમાજના ભલામાટે તમારા વિચાર ફેરવીને પ્રયત્નમાં પડો.

પાછલા ગયા સંમેલનમાં કેલવણી ઉપર બહુ ભારે વજન મૂકવામાં આવ્યું હતું. હું સર્વાંશે તેને માન્ય રાખી ફરી તેના તરફ આપ સર્વનું ધ્યાન ખેંચવા ઇચ્છું છું. કેલવણીની બહુજ જરૂર છે. કેલવણી, કેલવણી અને કેલવણીજ આપણો રસ્તો સરળ અને સીધો કરી આપશે.

એક વિશેષ વાતપર પણ તમારૂં ધ્યાન ખેંચું છું. હાલમાં ગુજરાત, કાઠિયાવાડ અને હમણસુધી સર્વ સ્થાનમાં કન્યાની અછતનો પડઘો પડયો છે. આ સમયમાં પુષ્કળ ગોળ બંધાવા લાગ્યા છે, અને બંધાશે, તેથી ડરો નહિ, પણ તેમાંથી આપણું ભલું થવાના રસ્તા શોધો.

આ બધી હકીકતો જાહેર કરીને હું આપને અમુક મુદ્દાઓપર લઈ જવા ઇચ્છું છું, અને તે ઉપર વિચાર કરવા વિનવું છું, તે એ

છે કે:—૧ વિદ્યાવૃદ્ધિનો ઉપાય, ૨ કન્યાઓની ખોટનો વિચાર, ૩ વિધવાઓનાં દુ:ખોનો ઉપાય, ૪ અનાથ બાળકોનું પાલન. આ ચાર મુખ્ય બાબતોમાંની વિદ્યાવૃદ્ધિ સૌથી પહેલી વિચારણીય છે; તેમાં પણ ધાર્મિકવિદ્યા ખાસ ધ્યાનમાં રાખવાજેવી છે, અને તેમાં બહુ શ્રદ્ધાથી વર્તવાની જરૂર છે. નીતિની કેળવણીમાટે કોઇ સંસ્થાઓ નથી, તેથી આપણી ધાર્મિક અને નૈતિક ભાવનાઓનો ઉચ્છેદ ન થાય માટે, દરેક ઘરમાં માબાપે એ કેલવણી પોતાના **આચાર**વડે આપવાનું ચાલુ કરવાનું અને કાયમ રાખવાનું છે; કારણકે રાજ્યતરફથી એ બાબતમાં કાંઈ વધુ થઇ શકે, તે કરતાં માબાપો ઘણું વધારે કરી શકે. આ સાથે, જમાનો બદલાયો છે, અને જીવનનાં સાધનોની ખેંચતાણ ચાલુ થઈ છે, માટે વ્યાવહારિક કેલવણી પણ તેટલીજ અગત્યની છે. હુનરોને યાદ કરવાના છે, ભૂલી જવાના નથી. આપણી સ્થિતિ ઉતરતી થઈ છે, તેમાં "દયા પ્રભુની" કરનાર બ્રહ્મબંધુને ૪ મૂઠી અનાજ મળવાનો સમય હવે રહ્યો નથી, માટે હુનરી વ્યાવહારિક કેલવણી જરૂરની છે એમ સાબીત થાય છે. આ માટે ૩, ૪ ધોરણથી વધારે ભણવાની ઈચ્છાવાળાઓને સારૂ 'હાયર એજ્યુકેશન' મેળવવાની ફંડમાંથી વ્યવસ્થા કરો. આ જગાએ મારે કહેવું જોઇએ કે, હું ટીકા કરતો નથી, તેમ મુકાબલોએ કરતો નથી, પણ મારે જે કહેવું છે તે દાખલા સાથે રજુ કરૂં છું કે ૩૫૦ રૂ.માં દર મહિને ૭ વિદ્યાર્થીઓ ફકત પળે છે! એવી વૈભવી બોર્ડિંગો આપણા કામની નથી. આપણે તો આપણી સ્થિતિ પ્રમાણે સાદી અને સોંઘી બોર્ડિંગોની જરૂર છે—સ્વાશ્રયી બોર્ડિંગોની જરૂર છે. થોડી મદદ આપો, અને થોડું વિદ્યાર્થી લાવે એમ કરી બોર્ડિંગ ચલાવો. એવી બોર્ડિંગોનોજ હું હીમાયતી છું. ખાઇ પી મસ્ત થઈ પડયા રહેવા માટે નાણાં ખરચવાનાં આપણાં ગજાં અને ગજવાં નથી. सुखार्थिनां कुतो विद्या, विद्यार्थिनां कुतः सुखं—સુખેચ્છુને

વિદ્યા મળતી નથી, અને વિદ્યાર્થીને સુખ મળતું નથી—એ નિયમાનુસાર ખાટલા, પાટલા, ગાદલાંનો ભોગ ભોગવે તેના કરતાં વધારે વિદ્યા મેળવે તેવો યોગ વિદ્યાર્થીઓને કરી આપો.

આળસ હવે દૂર કરવાનું છે. જાતની ઉન્નતિ માટે જાતે પ્રયત્ન કરવો ઘટે છે. ૧૨–૧૫ રૂા.ની નોકરી મળતાં વિદ્યાભ્યાસનો ત્યાગ કરનાર ઘણા નીકળે, તેથી નોકરી સસ્તી, નમાલી અને નકામી થતી જાય છે, તે વિચારો. આર્થિક સ્થિતિ સુધારવાની પણ તેટલીજ જરૂર છે, પણ તે બધું કયારે થાય? ઐકય હોય ત્યારે, માટે ઐકય પણ અતિ અગત્યનું છે. દ્વિધાએ બધી જગાપર બગાડયું છે, તે દ્વિધા આપણામાંથી નાશ પામે તેવો પ્રયત્ન દરેક જણે કમર કસીને કરવાનો છે. કુસંપથી કાંઇ થતું નથી, અને સંપથી સર્વ સારૂં થાય છે, માટે સંપ કરો, સંપ કરો, સંપ કરો. ઈશ્વરના મનથી સર્વ સરખા છે, તો અહંતામમતા ત્યજી સર્વ સંપથી વર્તો એવી મારી નમ્ર વિનતિ છે. આ સૂત્ર ઉપર બહુ ધ્યાન આપવાજેવો સમય છે. મને આશા છે કે આપ તે સર્વ સ્વીકારશો. (તાળીઓ)

તાળીઓ વચ્ચે ભાષણ પૂરૂં થયા પછી **રાંદેર** સુવિચાર શિવરાત્રિ મંડળના તરફથી આવેલો કાગળ રજુ કરી રા. **મં**છારામભાઇએ જણાવ્યું કે આજે સાંજના છ વાગે **રાંદેર**માં, વેટેરિનરી ઈન્સ્પેકટર આપણા બંધુ રા. સા. ડૉ. **જગન્નાથ**ભાઇને સરકારે **રાવ સા**હેબની સનદ આપી, તેમને મુબારકબાદી આપવા મેળાવડો થનાર છે, અને **સુ**રતના ડિસ્ટ્રિકટ જજ્જ **અ**ડવાણી સાહેબે પ્રમુખસ્થાન સ્વીકાર્યું છે, તેમાં આપણા **સ**માજના સર્વ સભ્યોને તે સમયે ત્યાં પધારવા વિનતિ કરે છે, માટે જેમને અનુકૂળતા હોય તેઓ ત્યાં પધારશો.

રા. **મં**છારામભાઈ વધુ બોલ્યા કે, હવે હું બીજી બાબત તરફ અપનાં ચિત્ત ખેંચું છું, તે બાબત તે આપણા સંમેલનના પ્રમુખ ચુંટી કાઢવાને લગતી છે. પ્રમુખશ્રીતરીકે મહાત્મા શ્રીમાન્‌નથુરામ શર્મા સ્વીકારાયા છે. તેઓશ્રીમાટે ઓળખાણ આપવાની જરૂર નથી. યોગનિષ્ઠાથી તેઓશ્રી આખા દેશમાં

વિખ્યાત છે. ગુજરાત, કાઠિયાવાડનાં ગામડાંમાં પણ તેમનું નામ સુવિખ્યાત છે. તેઓનું બહોળું વાચન, બહુશ્રુતપણું અને જ્ઞાતિપ્રત્યેની લાગણી વગેરે સર્વને વિદિત છે. હજારો શિષ્યોવાળા તે મહાત્મા સમાજના પ્રમુખ થાય એવી હું દરખાસ્ત કરૂં છું." (તાળીઓ.)

એ પછી એ દરખાસ્તને ટેકો આપવા, રાંદેરનિવાસી રા. સા. ડૉ. જગન્નાથભાઈ બોલ્યા કેઃ—

આપણો સમાજ અમદાવાદમાં જન્મ્યો, તેને ગળથુથી વગેરે સંસ્કાર થયા પછી લાલનપાલનમાટે સાભ્રમતીપરથી સરસ્વતીપર ૪ વરસ પછી લઈ જવામાં આવ્યો, ત્યાં જે તેના પ્રમુખ હતા તે—રા. રા. મંછારામભાઇની દરખાસ્તને ટેકો આપતાં મને બહુ હર્ષ થાય છે. આશામાં રહી પ્રયત્ન કરવો, પણ નિરાશ ન થવું, એ ઉપર થોડું વધારે કહ્યા પછી તેઓએ સમાજની ઉત્પત્તિસંબંધી સંવત ૧૯૪૮ની સાલના અરસાની કેટલીક વિગત આપી હતી, અને પછી દરખાસ્તને સંપૂર્ણ ટેકો જાહેર કરતાં કહ્યું કે "મહાત્માશ્રી એ વરસપહેલાં આપણા આ વ્યવહારથી તદ્દન મુક્ત હતા, તેમને તેમના એકાંતસ્થાનમાં જઈ બહુજ આગ્રહ કરી આપણે આપણા ૩ વર્ષ માટેના પ્રમુખપદપર બિરાજવા વિનતિ કરી છે. તેઓશ્રી પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી અત્ર પધાર્યા છે. સમાજના પ્રમુખ થવાને માટે તેમની લાયકી સર્વ રીતે નિર્વિવાદ સિદ્ધ થએલી છે. તેઓશ્રીના હાથમાં સમાજનું સુકાન આવ્યા પછી સમાજ એક કાયદેસર મંડળ થયું છે, તેનાં નાણાંની યોગ્ય વ્યવસ્થા થવા લાગી છે, ઉઘરાણી પાકી છે, અને પાકતી જાય છે, અને સર્વ રીતે સમાજનું હિત સધાય છે, માટે હું તેઓશ્રી પ્રમુખપદ સ્વીકારે એ દરખાસ્તને ટેકો આપું છું." (તાળીઓ.)

એ દરખાસ્તને વિશેષાનુમોદન આપવા પાટણના સુપ્રસિદ્ધ વકીલ, વયોવૃધ્ધ રા. રા. વિદ્યાશંકર કરૂણાશંકર આચાર્ય બોલ્યા કેઃ—" બંધુઓ ! મહાત્માશ્રીને પ્રમુખપદ સ્વીકારવાની વિનતિરૂપ આ દરખાસ્તને વિશેષાનુમોદન આપતાં મને ઘણી ખુશી ઉપજી છે. હાલ સુરતમાં આપણે જે જગાપર છીએ, અને હું જે જગાપર ઉભો છું, તે જગાએ પહેલાં પોલીસની ચોકી હતી ! તેને બદલે આ સુરમ્ય સ્થાન બન્યું છે, અને સમાજ મળ્યો છે, જેમાં મહાનુભાવ મહાત્મા બિરાજ્યા છે; આમ કાળ ફેરફાર કરે છે. તેમાં સારા ફેરફાર કરવાને માટે આપણે મહાત્માશ્રીજેવાની જરૂર છે. તેઓશ્રીના હાથમાં ત્રણ વર્ષ થયાં આપણા સમાજનું સુકાન આવ્યું છે, ત્યારથી સમાજની સ્થિતિમાં ઘણો સુધારો થયો છે. સમાજનું બંધારણ નકકી થઈ રજીષ્ટર થઇ ગયું છે. અમદાવાદમાં બોર્ડિંગ ખોલવામાં આવ્યું છે, અને તેને મદદ ચાલુ છે. આ કાયમનાં કામ તેઓશ્રીના હાથેજ થયાં છે, માટે તેમને પ્રમુખ શ્રીતરીકે બિરાજવા હું વધુ વિનતિ કરૂં છું".

તે પછી સુરતનિવાસી રા. ધીરજરામ દલપતરામ વૈદ્ય બોલ્યા કેઃ- "જુના વખતની ઋષિમંડળી જેવી આ આપણી સભાને માટે જોઈએ તેવા બ્રહ્મર્ષિ મહાત્માશ્રીજ છે, માટે તેમને એ સ્થાનપર બિરાજવામાં મારો પણ વિનતિપૂર્વક આગ્રહ છે".

ત્યારબાદ સુરતનિવાસી ડૉ. શિવશંકર નાનાભાઇ રાવળે એ દરખાસ્તને વધુ ટેકો આપ્યા પછી મંછારામભાઈ બોલ્યા કેઃ— " સજ્જન બંધુઓ ! યોગીશ્વરને પ્રમુખસ્થાનપર બિરાજવામાટે મેં દરખાસ્ત કરી તેને પુષ્કળ ગૃહસ્થોતરફથી ટેકો મળ્યો છે, અને દરેક વખત આપ સર્વેએ તેને પૂરા હર્ષથી વધાવી લીધી છે, તેથી આપ સર્વની સંમતિ મળી છે એમ માની હું મહાત્માશ્રીને વિનતિ કરૂં છું કે તેઓશ્રી પ્રમુખપદપર બિરાજે ". એ પછી તાળીઓની ગર્જના અને હરહર મહાદેવના જયધ્વનિસાથે

**મહાત્માશ્રી** પ્રમુખસ્થાનપર પધાર્યા; એટલે તુરતજ રા. ગણુપતરામભાઇએ તેઓશ્રીને સુંદર પુષ્પમાળા અર્પણુ કરી. આ વખતે સુરત–વનિતા–વિશ્રામ નામની સુપ્રસિધ્ધ સંસ્થાનાં સંસ્થાપક અને ચાલક શ્રીમતી ગંગાસ્વરૂપ બાઈજીગૌરીબેને પોતાના વિશ્રામમાં તૈયાર કરાવેલો, ઉનના રંગ બેરંગી દોરાનો ગુંથાવેલો, પુષ્પસદ્દશ, અનુપમ, નૂતન, સુંદર હાર પણુ તેઓશ્રીને સમર્પણુ થયો.

ત્યાર બાદ ઉપપ્રમુખ નીમવાની દરખાસ્ત મૂકતાં અમદાવાદનિવાસી રા. શિવશંકર બાપાલાલ રાવળ, બી. એ. બોલ્યા કેઃ—

"આપણાં અહોભાગ્ય છે કે આપણુને આજ ત્રણુ વર્ષથી બ્રહ્મચર્યાશ્રમસ્થિત મહાનુભાવ મહાત્માશ્રી પ્રમુખ તરીકે મળ્યા છે, તેમજ આપણાં તેવાંજ ઉજળાં ભાગ્ય છે, કે ખંભાતના સુપ્રસિદ્ધ દીવાન રાવ બહાદુર માધવરામભાઈ જેઓનાં સર્વ લક્ષણુ

वदनं प्रसादसदनं, सदयंहृदयं सुधामुचो वाचः ।
करणं परोपकरणं, येषां केषां न ते वन्द्याः ॥

આ શ્લોકમાં વર્ણુવ્યા પ્રમાણે છે, એટલે કે, મિઠાશથી ભરેલું મુખ, દયાપૂર્ણ હૃદય, અમૃતવર્ષી વાણી, અને પરોપકારી કામ જેમનામાં છે તે સર્વ વંદ્ય છે. એમની પ્રસિદ્ધિ સર્વત્ર છે, તેઓથી ભાગ્યેજ કોઈ અજાણ્યા હશે, તેઓ ગુજરાતના એક મોટા રાજ્યના દીવાન છે, તેથી રાજાપ્રજા સૌએ તેમને વ્યવહારકુશળ સ્વીકાર્યા છેજ. વળી પરમાર્થમાં પણુ તેઓ બહુ આગેવાની ભરેલો ભાગ લે છે. પોતાના વતન બારડોલીમાં તેમણે એક અંગ્રેજી શાળા ખોલી છે, અને પોતાના તરફથી તેને નિભાવે છે. વળી ત્યાં એક સારૂં પુસ્તકાલય તેમણે લોકહિતાર્થે ચાલુ કર્યું છે. પોતાના સંભામાં વિદ્યાર્થીઓને મદદરૂપ શિષ્યવૃત્તિઓ સ્થાપી છે. આમ વિદ્યાવૃદ્ધિમાં તેઓએ પોતાની તરફનો પુરતો ફાળો અત્યાર પહેલાં ચાલુ કરી દીધો છે, અને તેથી મહાત્માશ્રીની જોડમાં બેસવા લાયક આપણામાં જે પુરૂષવિશેષો છે તેમાં તેઓ અગ્રગણ્ય છે.

મહાત્માશ્રી જે સમાજરથને ચલાવે છે, તેમાં તેઓ જરૂર સારા સહાયક થશે, માટે તેમને ઉપપ્રમુખ નીમવા મારી દરખાસ્ત છે."

તે પછી સિધ્ધપુરના વકીલ રા. અંબાલાલ કેવળરામે તે દરખાસ્તને અનુમોદન આપતાં જણાવ્યું કે " આપણે ઘણું બોલ્યા, ઘણું સાંભળ્યું, અને કુધારાના કિલ્લાને તોડવાને ૨૦ વર્ષથી પ્રયત્ન કરીએ છીએ. આપણી જ્ઞાતિ ૧,૧૯,૦૦૦ માણુસની છે, તેમાં આવા નરવીરો પાકે, જેઓ તે કુધારાને જડમૂળથી ઉખેડી નાંખે. ગૃહસ્થો! આવાં કામમાં પૂર્ણ વિચારથી પગલાં ભરનાર આગેવાનની ઘણી જરૂર છે, અને તેવા રાવબહાદુર છે; તેથી હું આ દરખાસ્તને અનુમોદન આપું છું."

રા. રા. પ્રાણલાલ અભયરામ પારનેરીઆ બી. એ. એલ. એલ. બી. વિશેષાનુમોદન આપતાં બોલ્યા કેઃ—" ગૃહસ્થો! આપ દૂરના ભાગોમાં વસતા સજ્જનો રાવબહાદુરનાં નામકામથી કદાચ પૂરા વાકેફ નહિ હશો, પણ અમે પાડોશી તેમનાં કામથી વધારે વાકેફ છીએ. જુદે જુદે સમયે ને જુદે જુદે સ્થળે મળેલાં આપણાં સઘળાં સંમેલનોમાં તેમની પૂરી દિલસોજી છતાં બહુ કામને લઈને સમય ન મળવાથી તેઓ હાજર રહી શકયા નથી, પણ સમાજનાં દરેકે દરેક કામતરફ તેમનો અંતરનો પૂરો ભાવ છે, અને આપણી વાતોતરફ તેઓ બહુ કાળજી અને માનની નજરે જુએ છે. આવા, સમાજતરફ પૂર્ણ ભકિત રાખનાર સજ્જનને ઉપપ્રમુખ તરીકે સ્વીકારી આપણે રાજી થઈશું".

રા. ગણપતરામ હરગોવિંદ અધ્યારૂ એ દરખાસ્ત ઉપર વધુ બોલ્યા કેઃ—" સજ્જનો! રાવ બહાદુરને આજે આઠ વરસથી હું વિનતિ કરતો હતો, અને ચાણસ્મા મુકામે મળેલા સમાજમાં તેઓને પ્રમુખપદ આપવામાટે કાર્યવાહકો અને બધો સમાજ તૈયાર હતો, છતાં તેઓ બહુ કામના દબાણને લીધે ત્યાં આવી શકયા નહોતા. આજે તેઓ અહિં પધાર્યા છે. તેમના બહોળા

અનુભવથી આપણા સમાજને જરૂર લાભ થશે. મહાત્માશ્રી અને રાવ બહાદુરના ભેગા બળથી સમાજનો પ્રતાપ વધવાની પૂરી આશા રહે છે."

એ પછી તાળીઓની ગર્જનાવચ્ચે તેઓ ઉપપ્રમુખસ્થાન-પર પધાર્યા; અને આમ પોતાના નવા સ્થાનને તેઓએ સ્વીકાર્યું કે તુરતજ રા. ગણપતરામભાઈએ તેમને પુષ્પહારથી શોભાવ્યા.

આ વખતે રા. મંછારામભાઈએ સમાજ પ્રત્યે મમતા દર્શાવી સમાજની ફતેહ ઈચ્છનારા તારો અને કાગળો, જુદા જુદા ગૃહસ્થોતરફથી બહાર ગામખાતેથી આવેલા હતા, તે સઘળા વાંચી બતાવ્યા હતા. સઘળા તારો અને કાગળોની વિગત પરિશિષ્ટ ૭માં આપેલી છે.

તે પછી વનિતા-વિશ્રામની બાળાઓએ "જ્ઞાતિનાં ભાગ્ય સુધારો" એ ગીત હારમોનીઅમસાથે સુસ્વરે ગાઈ સંભળાવ્યું હતું. તે પછી પ્રમુખશ્રીએ પોતાનું છાપેલું ભાષણ ઠેકાણે ઠેકાણે યોગ્ય ખુલાસા અને દાખલા, દૃષ્ટાંત આપતા જઈ વાંચી સંભળાવ્યું હતું. આ ભાષણ વાંચતાં પહેલાં તેની એક એક પ્રતિ તમામ સભાજનોને તથા મહિલા મંડળમાંની સન્નારીઓને આપવામાં આવી હતી. એ ભાષણ નીચે પ્રમાણે હતું:—

**પ્રિય બંધુઓ !**

આપણા પ્રાચીન પૂર્વજો કોઈ પણ શુભ કાર્યનો પ્રારંભ કરતી વેળા તે કાર્ય નિર્વિઘ્નપણે ઉત્તમ પ્રકારે સિદ્ધ થવામાટે પ્રથમ **શ્રીપરમાત્માને** નમન કરી પછી તેમનું સ્મરણધ્યાન કરતા. આપણે પણ આપણું આ શુભ કાર્ય નિર્વિઘ્નપણે ઉત્તમ પ્રકારે સિદ્ધ થવા પ્રથમ તે ભક્તવત્સલ પ્રભુને શુદ્ધ ભાવથી બહુ-માનપૂર્વક નમન કરી પછી તેઓશ્રીનું સ્મરણધ્યાન કરીએ. આ શુભ ક્રિયાવડે આપણા હૃદયને પવિત્ર કર્યા પછી હવે આપણે આપણા આ પ્રાપ્ત શુભ કર્મનો પ્રારંભ કરીએ.

ઘણી ભાષાઓમાં ૧૦નો અંક આવેથી લખવાના નવા અંકો પૂરા થાય છે, પછી તો તેના તે અંકોને અગત્યપ્રમાણે મૂકી સંખ્યામાં વધારો જણાવવામાં આવે છે, તેમ આપણા આ દશમા સંમેલનમાં આપણે આપણા સર્વ ઉદ્દેશોનો નિર્ણય પરિ-સમાપ્ત કરી પછીનાં સંમેલનમાં તે ઉદ્દેશોને ઉત્તરોત્તર વધારે વધારે ફલીભૂત કરવાનો પ્રયત્ન કરતા રહી આપણી જ્ઞાતિની ઉન્નતિ કરવી જાઈએ.

ગયા સંમેલનના ઉપસંહારના ભાષણમાં આ સંમેલનવેળા સાત અગત્યના વિષયોવિષે પૂરતો ઉહાપોહ થઇ તેનો નિર્ણય થવાના સંભવવિષે જણાવ્યું હતું. તેમાં પ્રથમ પ્રત્યેક ઔદીચ્ય બ્રાહ્મણ પોતાના પુત્રને તથા પુત્રીને સામાન્યવિશેષ ધર્મનું ઉપયોગપૂરતું શિક્ષણ આપે વા અપાવે, તથા ન્યૂનમાં ન્યૂન ગુજરાતી વાંચવા-લખવાજેટલું શિક્ષણ આપે વા અપાવે, એવી ગોઠવણ પ્રત્યેક ગામ, નગર ને સંપ્રદાયના આગેવાનોએ સદાગ્રહ રાખીને તથા સામદાનાદિનો ઉપયોગ કરીને કરવી જોઇએ. આગેવાનો શુદ્ધ બુદ્ધિ ને સદાગ્રહથી જો આ કામ કરવાનું માથે લે તો તે ઘણે અંશે થઈ શકે એવું છે. જેમ પ્રત્યેક કામમાં પ્રતિકૂલતાઓ હોય છે, તેમ તે પ્રતિકૂલતાઓને દૂર કરવાના ઉપાયો પણ હોય છે. આપણું ઉજ્જવલ બ્રાહ્મણત્વ પુનઃ પ્રાપ્ત કરવામાટે આપણે આ કામ અવશ્ય કરવાયોગ્ય છે. સદ્‌વિદ્યાની વૃદ્ધિ થયા વિના દુરાચારોનો નાશ થવાનો સંભવ નથી તે સૌને જ્ઞાતજ છે.

વિચાર કરવાયોગ્ય બીજો વિષય ભોજનવ્યવહારને લગતો ને કન્યાવ્યવહારને લગતો છે આ વિષયમાં આપણે શાસ્ત્રની આજ્ઞાઓ ને આપણી વર્તમાન સ્થિતિનો વિચાર કરી યોગ્ય નિર્ણય કરવો જાઈએ. જેમ ધર્મ, સદ્‌ગુણ, વિદ્યા ને ધન આદિથી યુક્ત ઔદીચ્ય બ્રાહ્મણની સાથે કોઈ અપવાદ હોય તે બાદ કરતાં, ભોજન લેવામાં અડચણ ગણાતી નથી, તેમ તેવાઓની સાથે કન્યા લેવાદેવાનો વ્યવહાર

કરવામાં અડચણ ન ગણાવી જોઇએ. તેમના કુલીનપણાનો ને અકુલીનપણાનો નિશ્ચય પણ તેમના કુટુંબની અંતરની તથા બહારની યોગ્યતાનું તટસ્થપણે અવલોકન કરીને કરવો જોઇએ. એકબીજાના ખાનગી વૈરને લીધે પંક્તિવ્યવહારની જે તકરાર હોય તે તકરાર આદર આપવાયોગ્ય નથી. જેઓ પ્રસિધ્ધરીતે હીનાચારવાળા છે, ને તેથી જેમનો પંક્તિવ્યવહાર ઘણાં વર્ષોથી પ્રકટપણે મૂકી દેવામાં આવ્યો છે, તેમને પંક્તિવ્યવહારનો લાભ તુરતમાં મળવો અસંભવિત જણાય છે. પંક્તિવ્યવહારના તથા કન્યાવ્યવહારના વિષયને લગતો વધારે સારો નિર્ણય આપણી જ્ઞાતિનું વિશ્વાસ રાખવા યોગ્ય વસતિપત્રક તૈયાર થઇ તે ઉપરથી તેનું તારણ છપાઇ બહાર પડશે ત્યારે થઈ શકશે, છતાં હાલ આપણે આટલો નિશ્ચય કરી શકીએ એવી સ્થિતિમાં છીએ કે સદાચારવાળા યોગ્ય ઔદીચ્ય બ્રાહ્મણોને પરસ્પર ભોજનવ્યવહાર તથા કન્યાવ્યવહાર કરતાં કોઈ પણ જાતનો શાસ્ત્રીય કે લૌકિક પ્રતિબંધ નથી.

લગ્નવેળા ન્યૂનમાં ન્યૂન વરકન્યાનું વય કેટલું હોવું જોઈએ એ વિષયનો શાસ્ત્રીયરીતે તથા લૌકિકરીતે વિચાર કરતાં જણાય છે કે કન્યાનાં લગ્ન અગીઆરથી બાર વર્ષની વયસુધીમાં થાય ને વરનાં લગ્ન સોળ કે અઢાર વર્ષથી ઉપરની વયે થાય તો તે યોગ્ય ગણાય. આમાં શાસ્ત્રનો કે લૌકિક રૂઢિઓનો બાધ આવવા સંભવ નથી. કન્યા ઋતુમતી થયા પહેલાં ગૃહસ્થાશ્રમનો પ્રારંભ ન થાય એવો નિયમ થવાની બહુ અગત્ય છે. આ બંને વાત પ્રાંતિકસમાજોએ ઉપાડી લેવી જોઈએ. ઉત્તર હિંદુસ્થાનમાં રહેતા વડનગરા નાગરો તથા દક્ષિણીઓમાં જેમ ઋતુ પ્રાપ્ત થયા પહેલાં કન્યાને રીતસર સાસરે મોકલતા નથી, તેમ આપણી જ્ઞાતિમાં પણ પ્રાંતિકસમાજોના આગેવાનો કરવા ધારે તો તે થઇ શકે એમ છે.

વૈદિક ધોરણે મનુષ્યજીવનનો ઉદ્દેશ વિચારતાં તથા શારીરશાસ્ત્રની રીતે મનુષ્યશરીરના બંધારણનો વિચાર કરતાં કોઈ પણ

બ્રાહ્મણે પચાસ વર્ષનું વય થયા પછી લગ્ન કરવું યોગ્ય જણાતું નથી. પચાસ વર્ષથી ઉપરની વયવાળા કોઈ પણ ઔદીચ્ય બ્રાહ્મણ-ને કોઇ પણ ઔદીચ્ય બ્રાહ્મણે કોઈ પણ નિમિત્તે પોતાની કન્યા ન આપવી એવો ઠરાવ જો પ્રાંતિકસમાજો કરે, ને જે તેમ ન વર્તે તેને યોગ્ય શિક્ષા કરવાનું ઠરાવવામાં આવે, તો આવાં કજોડાં થતાં અટકે, તથા નાની બાલાઓનું ભાવિ વિપત્તિમાંથી રક્ષણ કર્યાનું પુણ્ય સંપાદન કરી શકાય.

ઉત્તરક્રિયામાં દેખાદેખીથી, ખોટી મોટાઈની લાલસાથી, ને મૂર્ખાઓના મહેણાંની બીકથી, બહુ વ્યય કરવાથી આપણી જ્ઞાતિના બ્રાહ્મણોના કેટલાક ભાગની દયામણી સ્થિતિ થઇ ગઈ છે. ઉત્તરક્રિયાના ખર્ચમાં હવે સુધારો કરવાની અગત્ય છે. તે સુધારો શાસ્ત્રીય ને લૌકિક પક્ષને અનુકૂલ આવે એવો થવો જોઈએ. મરનારની પછવાડે શાસ્ત્રીયપક્ષે જે શ્રાદ્ધો કરવાનાં છે તે યથાવિધિ કરવાં, ને તેમાં જેટલા બ્રાહ્મણો જમાડવાની અગત્ય હોય તેટલા બ્રાહ્મણોજ જમાડવા, નકામો વિસ્તાર ન કરવો. ભગવાન્ મનુ પોતાના માનવધર્મશાસ્ત્રમાં કહે છે કે શ્રાદ્ધમાં ઘણા બ્રાહ્મણો જમાડવાનો પ્રયત્ન ન કરવો, કેમકે શ્રાદ્ધમાં જમાડવાયોગ્ય બ્રાહ્મણો મેળવવાનું કામ શ્રમસાધ્ય છે. વડનગરા નાગરોમાં ને દક્ષિણી બ્રાહ્મણોમાં જેમ મરનારની પછવાડે જ્ઞાતિ જમાડવાનો નિયમ નથી તેમ આપણામાં પણ થવું જોઇએ. શુકલો ને જમાડવાયોગ્ય સમીપનાં સગાંવહાલાંનેજ માત્ર તેવા પ્રસંગમાં, ભોજન કરાવવાનું રાખવું જોઈએ. આમ કરવાથી શાસ્ત્રની મર્યાદા જળવાવાઉપરાંત લૌકિકરીતે સમય, દ્રવ્ય ને શ્રમનો બચાવ થશે, તથા કેટલાકનાં આરોગ્ય બગડવાનો પ્રસંગ પણ નહિ પ્રાપ્ત થાય. જ્ઞાતિનું ભોજન નહિ કરવાથી બચેલા દ્રવ્યનો જેમને જ્ઞાતિનાં અનાથોને, વિધવાઓને તથા અપંગોને સાહાય્ય કરવામાં ઉપયોગ કરવો હશે તેમનાથી તે ઉપયોગ કરી શકાશે. વળી જ્ઞાતિમાં ઉપયોગી પુસ્તકોનાં લાણાં કરવામાં. જ્ઞાતિના ઉપયોગ

માટે નાનાં નાનાં પુસ્તકાલયો ઊઘાડવામાં, તથા દુર્બળ છતાં ઉમંગી ને બુદ્ધિમાન્ હોય તેવા વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ કરી આપવામાં પણ તે વધેલા દ્રવ્યનો ઉપયોગ કરી શકાશે. પ્રાંતિક-સમાજોએ આ વિષયઉપર ગંભીરપણે વિચાર કરવો જોઇએ, ને તેને આચારમાં મૂકવા ઘણામાં ઘણો યોગ્ય પ્રયત્ન કરવો જોઈએ. આમ કરવામાં પ્રથમ અણસમજુ સ્ત્રીઓનો મોટો ભાગ, આળસુ ને શ્રાદ્ધભોજન કરવામાં પ્રીતિ રાખનારા કેટલાક પુરુષો, ને રૂઢિ-નેજ પ્રધાન માનનારા કેટલાક પુરુષો સામા થશે, પણ જો તેમની નિંદા સહન કરીને આ કામનો દૃઢતાપૂર્વક વિવેકથી પ્રારંભ કરવામાં આવશે, તો થોડા સમયમાં નિંદા કરનારાઓનો મોટો ભાગ શાંત થઇ જશે, ને જ્ઞાતિનું હિત થતું જોઇને તેમાંનો ઘણો ભાગ કરેલા કામની શ્લાઘા કરવા લાગશે.

ગામડાંઓમાં દુર્વ્યસનોનો પ્રસાર હોવા બહુ સંભવ નથી, ને કદાચ કોઈ ગામમાં હોય તો તે બહુ ઓછા પ્રમાણમાં હોય છે, ને તેને સહેલાઈથી દૂર કરી શકાય એમ હોય છે, પણ સાંભળવા પ્રમાણે નગરોમાં દુર્વ્યસનોનો પ્રસાર વિશેષ હોય છે, ને તેને નિર્મૂળ કરવામાં કાંઈક વધારે શ્રમ પડે એમ હોય છે. જન-સમૂહમાં જામી ગયેલા કોઈ પણ નઠારા વિષયને કાઢવામાં ને નવા સારા વિષયને તે જગાએ સ્થાપન કરવામાં તે કામ કરનારા-ઓને શ્રમ વેઠવો પડે છે, તેમ આમાં પણ પ્રાંતિકસમાજોના આગેવાનોને શ્રમ લેવો પડે એ સ્વાભાવિક છે, ને તેવો શ્રમ તેમણે અવશ્ય લેવો જોઇએ. શ્રમ લીધા વિના આ કામ થાય એવું નથી. જે જે નગરમાં કે ગામમાં આપણા બંધુઓમાંથી જેઓ ગુપ્ત કે પ્રગટ અભક્ષ્યનું ભક્ષણ કે અપેયનું પાન કરતા હોય તેમને ત્યાંની પ્રાંતિકસમાજોના આગેવાનોએ પ્રથમ એ વ્યસનો-નો અમુક સમયમાં ત્યાગ કરવા સૂચના આપવી જોઈએ, ને પછી જો તેઓ આપેલા સમયમાં તેનો ત્યાગ ન કરે તો તેમને તે તે ગામના કે નગરના આગેવાન બંધુઓએ તેમના અપરાધના

પ્રમાણમાં પક્ષપાત, ભલામણનું માન, કે ખોટી દયા રાખ્યા વિના યોગ્ય શિક્ષા કરવી જોઈએ. આવી રીતની વ્યવસ્થા રાખ્યા વિના જ્યાં દુર્વ્યસનોનો સડો પેઠો છે ત્યાંથી તે દૂર થવાનો સંભવ નથી.

એક યોગ્ય સ્ત્રી વિદ્યમાન હોય ત્યાંસુધી કોઈ પણ ઔદીચ્ય બ્રાહ્મણ બીજી સ્ત્રી ન કરે તે ઈચ્છવાયોગ્ય છે. પ્રારબ્ધવશાત્ કોઇની સ્ત્રી ગાંડી, આંધળી કે ઘરનું કામ કરવા અશકત થઈ જાય તેવી વેળાએ જ્ઞાતિના આગેવાનોની અનુમતિ મેળવી તેની ચાળીશ વર્ષસુધીની વયમાં તેને બીજી સ્ત્રી પરણવાની ઈચ્છા થાય તો આગળની સ્ત્રીના અન્નવસ્ત્રાદિનો પૂરતો બંદોબસ્ત કર્યા પછી તેની અનુમતિથી તે બીજી કન્યા પરણે તો તેમાં બહુ વાંધાવાળું ન ગણાય. પુત્રપ્રજામાટે, કન્યાના પિતાપાસેથી દ્રવ્ય મેળવવામાટે, ખોટી કુલીનતા દેખાડવામાટે, કે અન્ય ક્ષુદ્ર કારણોથી એકના ઉપર બીજી સ્ત્રી કરવી તે યોગ્ય લાગતું નથી. એકના ઉપર બીજી સ્ત્રી કરવાથી તે પરણનાર ગૃહસ્થને તથા બંને સ્ત્રીઓને ઘણું દુઃખ ભોગવવું પડે છે, ને તે ત્રણેની શાંતિ ને ખરા સુખનો લગભગ ઉચ્છેદ થઈ જાય છે. પ્રત્યેક પ્રાંતિકસમાજે આ વિષયઉપર પણ વિચાર કરી યોગ્ય ઠરાવ કરવાની અગત્ય છે.

આ સાતે વિષયોપર જો કાંઈ વિશેષ વિચાર કરવાની અગત્ય જણાય તો તે કરી તેના સંબધના યોગ્ય ઠરાવો સર્વાનુમતે કરવા જોઈએ, ને તે ઠરાવોને અનુસરીને વર્તવામાટે આ સંમેલનમાં હાજર રહેલા સભ્યોએ સુદૃઢ પ્રતિજ્ઞાવાળા થવું જોઈએ.

આ ઠરાવોનું યથાર્થ પરિપાલન થાય છે કે કેમ તેનું સૂક્ષ્મ રીતે અવલોકન કરવા પ્રત્યેક પ્રાંતિકસમાજે એક એક વા બે બે નિરીક્ષકાધિકારી નીમવા જોઈએ, ને તે નિરીક્ષકાધિકારીએ પોતપોતાના પ્રાંતમાં અમુક સમયે ગામે ગામ ફરી નિરીક્ષણ કરવું જોઇએ. જ્યાં જ્યાં એ ઠરાવોની વિરુદ્ધ વર્તન થયેલું વા

થતું જોવામાં આવે ત્યાંના યોગ્ય ગૃહસ્થોની તે વિષયના સંબંધની સાક્ષીઓ લઈ તે હકિકત તે પ્રાંતિકસમાજના પ્રમુખના ઉપર મોકલી દેવી. પછી પ્રાંતિકસમાજના પ્રમુખે પોતાના પ્રાંતની સામાન્યસભા તે કામનો નિર્ણય કરવા બોલાવવી. તે સભામાં અપરાધ કરનારને હાજર થવાનું સૂચવી, તે અપરાધ કરનારનું કહેવું સાંભળી લઈ, પુનઃ તપાસ કરી, જો તેના અપ-રાધની સત્યતા સિધ્ધ થાય તો બહુ મતે નક્કી થાય તે શિક્ષા તે ઠરાવ તોડનારને કે તોડનારાઓને કરવી. બધા પ્રાંતોમાં તે પ્રમાણે વર્તન થાય છે કે કેમ તેનું અવલોકન કરવા એક, બે, ત્રણ કે ચારસુધી સામાન્ય નિરીક્ષકાધિકારી નીમવા, ને તેમણે પણ ઉપરની રીતે અવલોકન કરી જ્યાં તે ઠરાવોની વિરૂદ્ધ વર્તન થયેલું જણાય ત્યાં તેનો પૂરતો તપાસ કરી સાક્ષીઓ લઈ તે કામની હકિકત તે પ્રાંતિકસમાજના પ્રમુખને તથા આ સમાજના પ્રમુખને જણાવવી. પછી આ સમાજના પ્રમુખે પ્રથમ પ્રાંતિકસમાજદ્વારા તેનો પુનઃ તપાસ કરાવી તે અપરાધીને યોગ્ય શિક્ષા કરાવવી. આવા નિરીક્ષકાધિકારીને તથા સામાન્ય નિરી-ક્ષકાધિકારીને પ્રવાસનું ખર્ચ અનુક્રમે પ્રાંતિકસમાજે તથા મુખ્ય સમાજે પોતાના ભંડોળમાંથી આપવું જોઇએ. ધંધામાંથી નિવૃત્ત થયેલા યોગ્ય બંધુઓએ, તથા વર્ષમાં જેમને કેટલાક માસ પોતાના ધંધામાંથી નિવૃત્તિ મળતી હોય, વા જે વેળા પોતાને ન્યૂન કામકાજ હોય, તે વેળા તેમણે વિના પગારે આવા નિરીક્ષકાધિકારીનું કામ કરવાનું પ્રસન્નતાપૂર્વક સ્વીકારવું જોઈએ.

આપણી જ્ઞાતિના જુવાનોએ પોતપોતાના ગામમાં, નગરમાં ને પ્રાંતમાં આ બ્રહ્મસમાજના સ્વયંસેવકતરીકે ભંડોળ ઉઘરાવવાનો તથા આ સમાજના હેતુઓથી આપણા સર્વ બંધુઓને વાકેફ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. હજી સુધી આપણી જ્ઞાતિમાંથી આવા ઉત્સાહી જુવાનો આ કામમાટે આગળ પડતા નથી તે ખેદભરેલી વાત છે. આશા રાખવામાં આવે છે કે હવે આ

કામમાટે ઘણા જુવાન ઉમેદવારો પોતાનો ઉત્સાહ બતાવશે, ને પોતપોતાની યોગ્યતા પ્રમાણે આ **સમાજ**દ્વારા આપણી જ્ઞાતિની સેવા કરશે.

આપણી જ્ઞાતિનો ઉદય કરવામાટે જે જે સજ્જનો જો તેમનામાં રહેલા નીચેના શુભ ગુણોનો વધારે વિકાસ કરવા પ્રયત્નશીલ રહેશે તો તેઓ જ્ઞાતિના હિતઉપરાંત પોતાનું હિત સાધવામાં પણ ભાગ્યશાળી થશેઃ—

ત્રિકાલાબાધ્ય **પરમાત્મા**માં દૃઢ ભક્તિભાવ, પૂજ્ય પુરુષો પ્રતિ વિનય ને પ્રેમ, સર્વ બંધુઓપ્રતિ સૌજન્ય, અંતઃકરણની ક્રોધ, ઈર્ષ્યા ને અસૂયારહિત શાંતસ્થિતિ, દુઃખી બંધુઓ તથા દુઃખી ભગિનીઓપર દયા, પરવિચારસહિષ્ણુતા, અર્થાત્ અન્ય બંધુનો વિચાર ગમે તેટલો ભૂલભરેલો હોય તોપણ તેના વિચારપ્રતિ ઔદાર્યબુધ્ધિપૂર્વક વિચાર કરવાની વૃત્તિ, પોતાને પ્રાપ્ત થયેલા કાર્યને તુરત સમજી લેવાનું, ધારણ કરવાનું, ને તે ઉપર યોગ્ય નિર્ણય કરવાનું સામર્થ્ય, કોઇ પણ કાર્ય કરતી વેળા તેના પરિણામને જાણવાનું બલ, પ્રાપ્ત કાર્યને કરવાની એકનિશ્ચયવાળી બુદ્ધિ, અને પોતાનું કર્તવ્ય તથા યોગ્યતા સમજવાની શક્તિ.

આપણા હૃદયમાં વિરાજતા પરમકૃપાલુ **પરમાત્મા** આપણા સર્વના ઉપર કૃપા કરી આપણા સર્વનાં હૃદયોને ઉપર જણાવેલા શુભ ગુણોથી અલંકૃત કરો એમ આપણે સર્વેએ શુધ્ધ ભાવથી ઈચ્છવું જોઇએ.

વહાલા બંધુઓ! જ્યાંસુધી આપણામાંના પ્રત્યેક બંધુને સ્વધર્મપરિપાલનમાં શુધ્ધ ભાવવાળો સદાગ્રહ નહિ બંધાય, ને જ્યાંસુધી આપણે આપણું મુખ્ય કર્તવ્ય સમજીને તેનું દૃઢતાપૂર્વક પરિપાલન નહિ કરીએ ત્યાંસુધી આપણો અભ્યુદય થવાનો નથી. જેમને સ્વધર્મનું રહસ્ય ન સમજાતું હોય તેમણે સત્પુરુષોદ્વારા તે સમજવું, ને પછી તેનું પ્રાણાંતનિશ્ચયથી શુધ્ધ ભાવવડે

પરિપાલન કરવું એજ આપણા જીવનનો મુખ્ય ઉદ્દેશ આપણે સૌએ નક્કી કરવો જોઈએ, ને તેજ પ્રમાણે વર્તવાનો આપણે સર્વેએ સર્વદા સદાગ્રહ સેવવો જોઈએ.

વળી દુરાચારરૂપ રાક્ષસનું સદાચારરૂપ દેવવડે આપણે વેળાસર અવશ્ય હનન કરવું જોઈએ. નાનામોટા દુરાચારોનો સદાચારના દૃઢ સેવનવડે જો આપણે આપણી જ્ઞાતિમાંથી વિનાશ કરી શકીએ, ને સદાચારનું સર્વત્ર સામ્રાજ્ય જમાવીએ, તો આપણી જ્ઞાતિનો અભ્યુદય થતાં વાર લાગે નહિ. એક પ્રબળ શુભ ગુણની પછવાડે બીજા ઘણા શુભ ગુણો આવે છે, ને જયાં શુભ ગુણો આવ્યા ત્યાં બુદ્ધિબળ, આરોગ્ય, સંપત્તિ ને કીર્તિ પણ આવ્યા વિના રહેતાં નથી, માટે શાસ્ત્રોક્ત સદાચારના સેવનમાં આપણે શ્રદ્ધાપૂર્વક બહુજ આદર રાખવો જોઈએ.

વિદ્યા એ આપણું પરમ દૈવત છે એ બહુ વાર કહેવાઈ ગયું છે જે આપને અજ્ઞાત નથી. લખવું, વાંચવું ને સામાન્ય હિસાબ જાણવાજેટલી વિદ્યા તો આપણી જ્ઞાતિમાંના પ્રત્યેક પુરુષ ને સ્ત્રીમાં હોવી જોઈએ. મુષ્ટિફંડ કરીને, પૈ પૈ કે પૈસો પૈસો ઊઘરાવીને, શરીરશ્રમ કરીને, ઉપદેશ કરીને, ને અન્ય યોગ્ય પ્રયત્ન કરીને પણ આપણી જ્ઞાતિમાં આપણે વિદ્યાની વૃદ્ધિ કરવી જોઈએ. ભાઇઓ! મોટાં મોટાં મનોરાજ્યો કરવાને બદલે કાંઈ પણ કરી બતાવો. આ કામમાટે તમારાથી આપી શકાય તેટલો ભોગ ઉદાર બુદ્ધિ ને દૃઢતાથી તમે આપો. જો તમારાથી અન્યમાટે કાંઈ નજ બની શકે તો તમારા કુટુંબમાંના પ્રત્યેક પુરુષ તથા સ્ત્રીને તેવી યોગ્યતાવાળાં કરવા પ્રત્યેક ભાઈ સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરવાનો આ વેળાજ દૃઢ નિશ્ચય કરો. બંધુઓ! બ્રાહ્મણ એટલે વેદ જાણનારા કહેવરાવીને નિરક્ષર રહેવું એ કેટલું બધું શરમભરેલું છે તે વિચારો. શુભાભિમાન રાખો, સુપ્રયત્ન કરો, અને આપણા સર્વ બંધુ તથા ભગિનીને ભણેલાં કરો.

કુસંપ ને ઈર્ષ્યાએ આપણું બહુ બગાડયું છે. બ્રાહ્મણ નામ ધરાવીને આવા ઘોર દોષોને વશ વર્તવું તે કેટલું બધું ધિક્કારભરેલું છે તે વિચારો. જ્યાંસુધી આ દોષોનો આપણે પરિત્યાગ નહિ કરી શકીએ ત્યાંસુધી આવાં સંમેલનોમાં થતો ખર્ચ જોઇએ તેવો ઉપયોગી થવાનો નથી તે નક્કી જાણવું. સંપસંપીને વર્તવું, મોટું મન રાખવું, ને ગુણગ્રાહકતા રાખવી એ સર્વ આપણા અભ્યુદયમાટે આપણું અવશ્ય કર્તવ્ય છે, જે ભૂલવાજેવું નથી. સામાન્ય સામાન્ય વાતોમાં પણ ગામે ગામ ને નગરે નગર જો આપણી જ્ઞાતિમાં કુસંપ ને ઈર્ષ્યાજ રાજ કરતાં હોય તો પછી આપણા અભ્યુદયને કયાં અવકાશ છે તે વિચારો. બંધુઓ! તમે બ્રાહ્મણ કહેવાઓ છો, ત્રણ વર્ણોના ગુરુ વા ભૂદેવ કહેવાઓ છો, એ સ્મરણમાં રાખો, ને શુભ ગુણોવડે બીજી જ્ઞાતિના આદર્શરૂપ થાઓ. તમારા સંકુચિત મનને અવશ્ય વિસ્તૃત કરો.

આપણે હવે વિધવાઓ ને અનાથોને સાહાય્ય કરવાની માત્ર વાતો કરીનેજ બેસી રહેવાનું નથી, પણ તેમને માટે હવે આપણે અગત્ય હોય તે ગામે ગામ ને નગરે નગર કાંઈક પણ યોગ્ય બંદોબસ્ત કરવાનો છે. તેમના શરીરનું ને નીતિનું રક્ષણ થાય તેવા કોઈ યોગ્ય ઉપાય યોજો. શું તમે તેમની દુઃખી સ્થિતિ જોઈ તેમના ઉપર કાંઈ પણ દયા લાવી શકતા નથી? ને છતે સામર્થ્યે પણ શું તમે તમારા સામર્થ્યનો કાંઈ પણ ઉપયોગ તેમના હિતમાટે કરવા ધારતા નથી? સજ્જનો! તમે તમારા સૂતેલા હૃદયને જગાડો, ને તેમને માટે કાંઇ પણ સારી વ્યવસ્થા કરો.

જ્યાં જ્યાં કન્યાવિક્રય ને વરવિક્રય થતો હોય ત્યાં ત્યાં તેનો ઉચ્છેદ કરવા સુશિક્ષિત બંધુઓએ હવે અંતઃકરણપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ. અર્થવિનાની ને યોગ્યતાવિનાની કુલીનતાને હવે હસી કાઢી તેની જગાએ યોગ્ય ને અર્થવાળી કુલીનતાને લાવવી જોઈએ. યોગ્ય વિચાર કરો, ને આપણી જ્ઞાતિના ભલામાટે રોમ-રોમમાં સારી લાગણી રાખો. નકામા વાદવિવાદવિના પરિણામનો

વિચાર કરીને આ વિષયમાં એકમતવાળા થાઓ, ને વારંવાર સાંભળેલી વાતને તથા બહુવાર જેને સત્યરૂપે સ્વીકારવામાં આવી છે તે વાતને હવે આચરણમાં મૂકી તમારા હૃદયની શુભ લાગણીને બહાર પ્રદાશત કરી બતાવો. હૃદયના ખોટા બંધોને તોડી નાંખો, ને આવા શુભ કામમાં કેડ બાંધીને ઉત્સાહપૂર્વક પ્રવૃત્ત થાઓ.

આપણી જ્ઞાતિનો અભ્યુદય કરવાની જો આપણી સાચી લાગણી હોય તો હવે આપણે તે અભ્યુદય કરવાના સર્વ ઉપાયોને શુદ્ધ ભાવથી આચારમાં મૂકી બતાવવા જોઇએ. આપણો શુદ્ધ નિશ્ચય થશે તો પરમકૃપાળુ પ્રભુ અવશ્ય આપણને સાહાય્ય કરશે. ૐ ”

આ ભાષણ પૂરૂં થયા પછી અધ્યારૂ રા. ગણુપતરામે જાહેર કર્યું કે અમદાવાદના આપણા બોર્ડિંગની વ્યવસ્થા રાખવાનું કામ અમદાવાદનિવાસી અધ્યારૂ રા. પ્રભાશંકર નારણજી જેઓ હાલ પેન્શનર છે તેઓ ઓનરરીતરીકે સ્વીકારવાની ઈચ્છા રાખે છે. આ સાંભળી સૌ સભાજનો હર્ષ પામ્યા.

એ પછી ઉપપ્રમુખ રા. બ. માધવરામભાઇએ પોતાનું વ્યવહાર કુશળ અને મનન કરવા જેવું વિચારશીલ તથા વિદ્વત્તાપૂર્ણ ભાષણ મોઢેથી બોલવાનું શરૂ કર્યું. આ ભાષણ આગળથી તેઓએ છપાવી રાખ્યું હતું, અને તેની એક એક પ્રતિ સભામાંના દરેક જણને વહેંચવામાં આવી હતી. એ વિદ્વાન્, વયોવૃદ્ધ અને જુના વિચારસાથે ચાલુ જમાનાના નવા અને જ્ઞાતિની પ્રગતિ માટે હિતકર વિચારોનું એકીકરણ–રાસાયનિક એકીકરણ–કરવા તત્પર, અને યોગ્ય સુધારાવધારામાં આગળ પડનારાઓને ઉત્તેજન આપવા સારો રસ્તો બતાવનાર મહાપુરુષની સ્મૃતિને ધન્ય છે, કે તેઓએ હાથમાં ભાષણની છાપેલી ચોપડી લીધી નહોતી, છતાં તમામ ભાષણ–લગભગ ૭૦૦ લીટીજેટલું ભાષણ–મોઢેથી વગર અટકે અને સંબંધપૂર્વક બોલી ગયા! પશ્ચિમના કોઈ પુરૂષે આવી સ્મૃતિ બતાવી હોય તો તેનાં બણગાં કેટલાંએ ફુંકાયાં હોય !! એ ભાષણ નીચે મુજબનું હતું:—

**“ સભાપતિ મહારાજ, જ્ઞાતિબંધુઓ,**

**જ્ઞાતિભગિનિઓ, અને અન્ય સદ્દગૃહસ્થો,**

# प्रारंभ.

આજનો આ માંગલિક દિવસ આપણી જ્ઞાતિના **સુ**રતના ઇતિહાસમાં સોનાના અક્ષરે લખી રાખવાજેવો છે. ગુજરાતના દક્ષિણ છેડાથી તે કાઠિયાવાડના પશ્ચિમ કિનારાસુધીના **ઔદિચ્ય**-બંધુઓ-**સિદ્ધ**પુરા, **સિ**હોરા, **અ**મદાવાદી, **સુ**રતી, **ઝા**લાવાડી, **ખ**રેડી, **પા**લવાડો, **પં**ચકોશી, **ન**વચોરા, **ખે**ડાએતાળીશી, એ ભિન્ન ભિન્ન સમૂહ, ગોળ કે જથાના જ્ઞાતિભાઇઓ, સમૂહનો ભેદ રાખ્યા વિના એક સંયુક્ત કુટુમ્બના ભાઈઓ કે અંગભૂતો પ્રમાણે એકજ સામાન્ય કાર્ય કરવામાટે આ સભામાં આપણે ભેગા મળ્યા છીએ. એક કુટુમ્બના વિખુટા પડેલા જનો લાંબા કાળે ભેગા મળે અને જેટલો આનંદ માને તે કરતાં ઘણોજ વિશેષ હર્ષ આ મહા-સભાના દર્શનથી આજ આપણુ સર્વને થાય છે.

# राज्यभक्ति.

૨. આપણે આ સભામાં ભેગા મળવાને આજે ભાગ્યવાન્ થયા છીયે, તેનું પ્રાથમિક કારણ આપણી મહાપ્રતાપી, ન્યાયી, ઉદાર વૃત્તિની દયાળુ અંગ્રેજ સરકાર છે. તેમના બળ અને પ્રતાપથી દેશમાં સર્વત્ર શાન્તિ પ્રસરી છે, જાનમાલનું રક્ષણ થાય છે, કેળ-વણીનો વધારો થયો છે, આગગાડી, ટપાલ, તારની સગવડ થઈ છે; એ કારણોને લીધે દૂર દૂરથી થોડા સમયમાં સુખથી આપણે અત્રે ભેગા થઇ શકયા છીયે. એ માટે આપણે અંગ્રેજી રાજ્યનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે, તેથી આપણાં કાર્યોનો પ્રારંભ કરતાં પહેલાં આપણે એક આનંદદાયક કર્તવ્ય કરવાનું છે, તે એકે આપણી ઔદિચ્ય જ્ઞાતિ અંગ્રેજી રાજ્યની ઘણી રાજ્યભક્ત વફાદાર પ્રજા છે, એમ આપણે પ્રસિધ્ધ રીતે જાહેર કરવું. આપણી

રાજ્યભક્તિવિષે કંઈ પણ સંશય નથી, પણ હાલના સમયમાં એ આપણી લાગણી બહાર પ્રસિદ્ધ કરવાની અગત્યતા છે. અંગ્રેજી રાજ્યના નોકરોને તથા લેજિસ્લેટિવ કૌંસીલના મેમ્બરોને એ બાબત પ્રતિજ્ઞા લેવી પડે છે. તે ધોરણે આપણે પણ આપણી રાજ્યભક્તિનો ઉભરો આ મહાસભામાં જાહેર રીતે બહાર કાઢવો જોઇએ. રાજ્ય ભક્તિ એ તો આપણા બ્રાહ્મણોનું અવશ્ય કર્તવ્ય છે—નિત્યકર્મનો ભાગ છે, અને તે કર્તવ્ય આપણા ધર્મશાસ્ત્રની આજ્ઞાપ્રમાણે આપણે નિત્ય ભોજનસમયે કરીએ છીએ. ભોજન કરતા પહેલાં "नृपतये नमः" એમ કહી આપણે આપણા રાજાને યાદ કરી ભોજનપાત્રમાંથી તેને પ્રથમ વિભાગ આપીએ છિયે, એટલે આપણી રાજ્યભક્તિ નિરંતર દ્દઢ છે, તોપણ સમયને અનુસરી અંગ્રેજી રાજ્યની રાજ્યભક્ત પ્રજા આપણે છિયે, એ પ્રમાણે એક મતે પ્રસિદ્ધ રીતે આપણે ઉદ્ગાર કાઢવા, અને ઘણું જીવો રાજાધિરાજ પંચમ જ્યોર્જ, અને અવિચળ રહો એમનું રાજ્ય એવો જયઘોષ કરવો. (તાળીઓ)

# जमानो जोइ फेरफार करवा.

૩. આ વિશ્વરચના અને જનસમાજની સ્થિતિ બારીકાઈથી નિહાળતાં એમ જણાય છે કે સમયે સમયે સ્થિત્યંતર થતું જ રહે છે, એકસરખી સ્થિતિ નિરંતર રહેતી નથી. જેમ મનુષ્યની બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા, તથા જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ પ્રમાણેની સ્થિતિ છે, તેજ પ્રમાણે જનસમાજ અને સૃષ્ટિમાં પણ સ્થિત્યંતર થતું જોવામાં આવે છે. કાળચક્ર ફરતુંજ રહે છે, અસ્ત અને ઉદય, ચઢતી અને પડતી, થયાં જાય છે. આપણા શાસ્ત્રનું વચન છે કે "समय वर्तेत सावधान" સમય જોઇ સાવધાન થવું, જેવો સમય તે પ્રમાણે વર્તવું, સમયપ્રમાણે રહેણીકરણીમાં ફેરફાર કરવો. એક સમયે જે સારૂં અને ઉપયોગી હોય તે સમય બદલાતાં હાનિકારક ગણાય. જમાનો જોઈ ફેરફાર, સુધારા વધારા કરતાંજ રહેવું જોઇએ. જનસમાજની હરીફાઈમાં જેઓ સમયના સુધારા

કરી ચાલશે તે આગળ વધી જશે અને ફાવશે, પણ આજુબાજુમાં થતા ફેરફાર જોયા વિના આંખ મીચીને પ્રાચીન રીત રિવાજોને જેઓ વળગી રહેશે તેઓ સમયના લાભ મેળવી શકશે નહિ, અને પાછળ પડી જશે.

## चीन जापानना सुधारा.

૪. પશ્ચિમ દેશના લોકો સુધરેલા મનાય છે, અને આપણે ભરતખંડવાસી અણુસુધરેલા હાલ મનાઇયે છીએ, તેનું કારણ પણ એજ છે કે જે જે સમયે જે જે ફેરફાર કરવાની અગત્યતા જણાય તે ફેરફાર તેઓ કર્યા જાય છે, અને આપણે તેમ કરતા નથી, પણ આંખ મીચીને જુના રિવાજ કે રૂઢિને અનુસરીએ છીએ. સમયને અનુસરીને વર્તવાનો જાપાનનો દાખલો આપણા સન્મુખ તાજો છે. ચાળીશ વર્ષના ટુંકા સમયમાં તેઓએ પશ્ચિમ દેશોના સઘળા સુધારા પોતાનામાં દાખલ કર્યા છે, અને તેથીજ આજ જાપાન દેશ પ્રથમ પંક્તિમાં ગણાય છે. ચીન દેશ હાલમાં જ જાગ્રત થયો છે. ચીના લોકોએ હાલ ઘણા મોટા ફેરફાર કર્યા છે. અફીણ ખાવાનું વ્યસન છોડયું, આપણા ઉપવીત જેવી પવિત્ર મનાતી લાંબી ચોટલી પુરૂષોએ કાપી નખાવી, અને સ્ત્રીઓના પગ નાનપણથી બાંધી રાખી ટુંકા કરવાનો ચાલ હતો તે કાઢી નાંખ્યો.

## समय प्रमाणे ऋषि मुनिओए करेला फेरफार.

૫. સમયપ્રમાણેના ફેરફાર કે સુધારાના નિયમથી આપણા પ્રાચીન ઋષિમુનિઓ અજાણ હતા, એમ નથી. તેઓ બહુ જ્ઞાની અને દીર્ઘદ્રષ્ટિવાળા હતા. તેમણે સમયનું રૂપ જોઇ તેના યોગ્ય વિભાગ કર્યા છે. ભિન્ન ભિન્ન યુગ કલ્પ્યા છે, અને પ્રત્યેક યુગનાં ધર્મશાસ્ત્ર, મનુષ્યનાં કર્તવ્ય, રહેણી કરણી અને આજીવિકાનાં સાધનો ભિન્ન ભિન્ન બતાવ્યાં છે. સતયુગ, ત્રેતા,

દ્વાપર અને કલિયુગ એ ચારે સમયના જનસમાજની સ્થિતિ જોઈ યોગ્ય સુધારા સાથે તેમણે આપણા માટે જુદી જુદી સ્મૃતિઓ–ધર્મશાસ્ત્રો રચ્યાં છે.

૬. પારાશર સ્મૃતિમાં કહ્યું છે કેઃ—

कृते तु मानवा धर्मा, स्त्रेतायां गौतमाः स्मृताः ।

द्वापरे शंखलिखिताः, कलौ पाराशराः स्मृताः ॥

સતયુગ માટે **મનુસ્મૃતિ**, **ત્રેતા**યુગ માટે **ગૌત**મસ્મૃતિ, દ્વાપર માટે **શં**ખલિખિતની સ્મૃતિ, અને આ કલિયુગ માટે **પારાશર** સ્મૃતિ એમ જુદાં જુદાં ધર્મશાસ્ત્ર ઋષિમુનિઓએ આપણા માટે બાંધ્યાં હતાં, અને તેમાં વખતે વખતના સુધારા વધારા તેમણે કર્યા હતા, એ નિઃસંદેહ શાસ્ત્રની વાત છે. એ ઉપરથી એટલો સિદ્ધાંત સ્થાપિત થાય છે કે સમય તપાસી જોઈતા સુધારા કરવા એવો આપણા પૂર્વજો પ્રાચીન ઋષિમુનિઓનો મત છે. દેશકાળ જોઈ સુધારા વધારા કરવા એ તેમની આજ્ઞા છે.

૭. હાલ આપણો કલિયુગ ચાલે છે, તે માટે **પારાશર** ઋષિની સ્મૃતિપ્રમાણે આપણો વ્યવહાર થાય છે. **મનુસ્મૃતિ** કરતાં **પારાશરે** બાંધેલા ધર્મશાસ્ત્રોમાં ઘણો ફારફેર જોવામાં આવે છે. વ્યવહાર કાર્ય, ઉપજીવિકાનાં સાધન, લગ્નસમય એ વગેરે બાબતોમાં ઘણો સુધારો વધારો **પારાશરે** કર્યો છે. કન્યાના લગ્નનો કાળ **પારાશર** મહારાજે ઘણો ટુંકો કરી નાંખ્યો છે, અને તેજ હાલ ઘણોજ નડતર કરતા થઈ પડયો છે.

## आंग्लयुग.

૮. એ કલિયુગમાં એક નવો આંતર્યુગ દાખલ થયો છે. તે આંતર્યુગ તે **આંગ્લ**યુગ છે. પ્રાચીનસમયમાં આપણા **ભર**તખંડને યુરોપખંડસાથે કંઈ સંબંધ નહોતો, તે કાળે આપણું

સ્વદેશી રાજ્ય હતું. વિદ્યા, શાસ્ત્ર, હુન્નર, કળા, જનસમાજની સ્થિતિ, અને આચાર વ્યવહારમાં આપણો દેશ શ્રેષ્ઠ હતો. બીજા દેશના લોકો ઘણી કનિષ્ઠ દશામાં હતા. તેમની પાસેથી આપણને કંઇ પણ શીખવાનું નહોતું, પણ આપણી પાસેથી તે લોકો ધીરે ધીરે ઘણું શીખ્યા છે, અને હાલ તેઓ સઘળા વિષયમાં એટલા બધા આગળ વધી ગયા છે કે યુરોપખંડના દેશ અને પ્રજા શ્રેષ્ઠ મનાય છે, અને આપણે કનિષ્ઠ સ્થિતિમાં ઉતરી પડયા છીએ. મધ્યકાળમાં દેશમાં મ્લેચ્છ રાજ્યો હતાં, તેમણે આપણા ઉપર ઘણા જુલમ ગુજાર્યા હતા, અને તેથી કન્યાઓનાં લગ્ન નાની વયમાં કરી નાંખવા સ્મૃતિકાર પારાશરઋષિને સ્થિતિમાં ફેરફાર કરી નવી સ્મૃતિ રચવી પડી હતી. તે મ્લેચ્છરાજ્યોનો વિનાશ થઈ ગયો છે, અને સુભાગ્યે આપણા દેશમાં અંગ્રેજી રાજ્ય સ્થાપન થયું છે. એ બળવાન્, ન્યાયી, નસીબદાર, અને સર્વ શુભ ગુણયુક્ત રાજ્યસાથે આપણું નસીબ હમેશને માટે જોડાયું છે, એ આપણું ધન્યભાગ્ય છે.

૯. અંગ્રેજી રાજ્યકર્તાઓ અને અંગ્રેજી પ્રજાઓના ઘાડા સંબંધમાં આપણે આવ્યા છીએ. રાજ્યભાષા એટલે અંગ્રેજી ભાષા શીખવાની આવશ્યકતા આપણને જણાઈ છે. તે ભાષા શીખ્યાથી તેમનું અતિ વિશાળ સાહિત્ય, ઇતિહાસ, વિદ્યા, કળા, હુન્નર, તેમના રીત રિવાજ, તેમની રહેણી કરણી આપણી દૃષ્ટિ આગળ સ્પષ્ટ થયાં છે, અને તેથી આપણા ભારતવાસીઓના મનપર તેમની ઘણી અસર અને ઉંડી છાપ સ્વાભાવિક રીતે પડી છે. એ કારણથી દેશમાંનો અંધકાર નાશ પામતો જાય છે, જ્ઞાન ફેલાતું જાય છે, આર્થિક સ્થિતિ સુધરે છે અને ઐહિક સુખનાં સાધન વધે છે. એ ચાલુ જમાનાને હું આંગ્લયુગ કહું છું. એ આંગ્લયુગમાં જ્ઞાન પ્રાપ્ત કરી પાછા સતયુગને માર્ગે વળવાનો એ સમય છે.

## आग्लयुगना फेरफार अने स्मृति.

**૧૦.** કલિયુગનો અંધકાર, જુલમ અને અશાન્તિ દૂર થયાં છે, અને સર્વ દિશામાં પ્રકાશ ફેલાયો છે, તેથી કલિયુગના પ્રારંભમાં આપણા માટે **પારાશર** ઋષિએ પ્રાચીન સ્મૃતિમાં કેટલોક ફેરફાર કરી નવી સ્મૃતિ રચી હતી તેમાં પાછો ફેરફાર કરવાની અગત્યતા જણાઈ છે. એ આપણા ધર્મશાસ્ત્રોમાં કંઈ બહુ મોટો ફેરફાર કરવાનો નથી. જ્ઞાતિ-ઉચ્છેદક સુધારા આપણને જોઈતા નથી. વર્ણાશ્રમ ધર્મ એ આપણા દેશનો પાયો છે. તે કાયમ રાખી આ **આંગ્લયુગને** અનુસરી જોઈતા ફેરફાર અને સુધારા કરવાના છે. **પારાશર** ઋષિએ જે રીત રિવાજો પાછળથી દાખલ કર્યા હતા, તેમાંના જે આપણી પ્રગતિ અને ઉન્નતિ કરવામાં નડતરકારક માલમ પડે છે, તે કાઢી નાંખવા જોઈએ. તેમ કરવામાં પણ પરદેશી પરધર્મીઓનું ધોરણ લેવાનું નથી, પણ આપણાંજ ધર્મશાસ્ત્રો **પારાશર**સ્મૃતિ પહેલાંની સ્મૃતિઓને ધોરણે જ, આપણે ચાલવાનું છે કે, જેથી આપણા આર્યધર્મને કંઈ હાનિ પહોંચે નહિ. એ પ્રમાણેના ફેરફાર અને સુધારા કરવામાં કોઈપણ સમજુ અને વિચારવાન્ મનુષ્ય ના પાડી શકે એમ માનવા કારણ નથી.

## धर्मशास्त्रमां ए फेरफार कोण करी शके ?

**૧૧.** ત્યારે પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે ધર્મશાસ્ત્રમાં એ પ્રમાણે સુધારા વધારા કોણ કરીશકે? અને **આંગ્લયુગની** નવી સ્મૃતિ કોણ રચી શકે? કે જે સર્વમાન્ય રહે. સૃષ્ટિના પ્રારંભકાળમાં જ્યારે દેશમાં રાજા નહિ હતા ત્યારે આપણા પૂર્વજ ઋષિમુનિઓ કુટુમ્બના વડીલ હતા. શાસ્ત્રકાર પણ તેઓજ હતા, અને કુટુમ્બના મનુષ્યને નિયમમાં રાખનાર પણ તેઓજ હતા. પાછળથી દેશમાં રાજા થયા ત્યારે પણ આપણા ઋષિ લોકો કાયદા અને ધર્મશાસ્ત્રો બાંધતા, અને રાજાઓ તેમને પ્રચારમાં મુકતા, તેથી તેનો બરાબર અમલ થતો હતો. જ્યાંસુધી દેશમાં હિંદુ રાજાઓનું રાજ્ય હતું

ત્યાંસુધી એ પ્રમાણે ચાલતું હતું, પણ પાછળથી પરદેશી પરધર્મી રાજાઓ થયા તેમણે સામાજિક સુધારાસંબંધી કંઈ પણ ધ્યાન આપ્યું નહિ.

આપણા હાલના રાજ્યકર્તાઓની પણ એજ નીતિ છે કે જ્ઞાતિના ધારા જ્ઞાતિએ બાંધવા. તે કામમાં સરકારે હાથ ઘાલવો નહિ, અને જ્ઞાતિની તકરારી બાબતોનો ઈન્સાફ પણ ન્યાયની કોર્ટોએ કરવો નહિ, પણ જ્ઞાતિએ જ કરવો. એમ થવાથી જ્ઞાતિ-બંધારણ શિથિલ થઈ ગયું છે, અને બધી જવાબદારી જ્ઞાતિના અગ્રગણ્ય પુરુષો ઉપરજ રહી છે.

**૧૨.** પૂર્વના સ્મૃતિકાર **મનુ** મહારાજ, **યાજ્ઞવલ્કય**, **ગૌતમ**, **શંખલિખિત**, **પારાશર**જેવા પ્રતિભાવાળા હાલ ઋષિઓ નથી. તેઓ એકલા, ધર્મશાસ્ત્ર રચતા, અને તે સર્વને માન્ય રહેતાં. તેઓ પાછા આવીને આપણી સ્થિતિ જુએ તો તેઓ મનમાં સંતાપ કરે, અને તેમની સ્મૃતિઓને વળગી રહેવામાટે આપણને ભારે ઠપકો આપે, તે સાથે જમાનાને અનુસરતા સુધારા તાબડતોબ તેઓ કરી આપે; પણ તેમના દર્શનની આશા મિથ્યા છે. હાલના આચાર્યો જો મનપર લે તો સામાજિક સુધારા કરવામાં તેઓ ઘણા ઉપયોગી થઈ પડે, અને તેમનું કહેવું માન્ય રહે, પણ તેઓ જ્ઞાતિના કાર્યથી અલગ રહે છે.

**૧૩.** ત્યારે આપણા કાયદા આપણેજ બાંધવા એ સિવાય અન્ય માર્ગ નથી. આપણે તેમ નહિ કરશું તો આખરે સરકાર તેમાં વચ્ચે પડશે, કેમકે વધારે બિગાડો થાય અને અનિષ્ટ પરિણામો નિપજે ત્યારે તે કામમાં હાથ ઘાલવાની સરકારને ફરજ પડે છે. સતી થવાનો જુલમી ચાલ અટકાવવાનો અને સંસાર-વ્યવહાર માટે યોગ્યતાની ઉમરનો કાયદો એજ ધોરણે સરકારને કરવો પડયો હતો. એજ કારણથી નામદાર ગાયકવાડ સરકારે બાળલગ્ન અટકાવવાનો કાયદો કર્યો છે, અને સ્ત્રીઓને રસ્તાપર રડતાં કુટતાં અટકાવવાના નિયમો કર્યા છે. એ

કાયદાઓનો અમલ પ્રજાને કરવો પડે છે. એમ હોવાથી આપણે જ આપણાં ધર્મશાસ્ત્રો અને જ્ઞાતિના ધારા બાંધવા, તેમાં વખતે વખત ફેરફાર અને સુધારા વધારા કરવા, અને તે પ્રમાણે બરોબર વર્તન રાખવું, એ આવશ્યક થઈ પડયું છે.

## સંઘબળ.

૧૪. **શ્રી વેદવ્યાસજીએ** એક સ્થળે કહ્યું છે કેઃ -

त्रेतायां मन्त्रशक्तिश्च, ज्ञानशक्तिः कृते युगे, ।

द्वापरे युद्धशक्तिश्च, संघशक्तिः कलौ युगे ॥

સતયુગમાં ઋષિમુનિઓને ત્રિકાળ જ્ઞાન હતું, ત્રેતાયુગમાં મન્ત્રશકિતનું બળ ઘણું હતું, દ્વાપરમાં યુદ્ધના જોરથી કાર્ય થતું હતું, પણ આ કળિયુગમાં અને આંગ્લયુગમાં સંઘ-શકિત **એટલે** જ્ઞાતિ, સમાજ, સભા, કંપનીનું બળ છે. ઘણા માણસો એકઠા થઈ એક મતથી જે કરવા ધારે તે સહેલથી કરી શકાય એમ છે.

## હાલની ચળવળ.

**૧૫.** એ સંઘશકિતને લીધેજ આપણા દેશની **નેશનલ કૉંગ્રેસ** (રાષ્ટ્રિય) સભાએ કેટલું બધું મહત્ત્વનું કાર્ય કર્યું છે, અને રાજકર્ત્તાઓના મનપર કેટલી બધી અસર કરી છે તે સર્વના જાણ્યામાં સારીરીતે છે, તે જ પ્રમાણે **ઔ**દ્યોગિક **સ**માજ, **સા**મા-જિક **સુ**ધારણા **સ**માજ, **વ્ય**સનનિષેધક **મં**ડળ, **ધ**ર્મમહા**મં**ડળ, **સ**નાતન ધર્મ **સ**માજ, **એક-ભાષા** પરિષદ્, **એક-લિપિ** પરિષદ્ વગેરે મંડળે આ **ભ**રતખંડને સર્વ વિષયોમાં જાગ્રત કરી દીધો છે. **સા**માજિક **સુ**ધારણાની મહાસભાએ સર્વ જ્ઞાતિમાં એટલો બધો નવો જુસ્સો ઉત્પન્ન કર્યો છે કે સર્વ પોતપોતાની જ્ઞાતિની સ્થિતિ તપાસવા મંડયા છે, અને જ્ઞાતિના અનિષ્ટ રીત રિવાજો કાઢી નાંખી જમાનાને અનુકૂળ સુધારા દાખલ કરી કેળવણીનો પ્રસાર થાય અને જ્ઞાતિની ઉન્નતિ થાય એવા ઉપાયો લે છે.

## ब्रह्मसमाज.

૧૬. આ સ્થળે ઘણા હર્ષપૂર્વક કહેવું જોઇએ કે, આંગ્લ-યુગનો એ નવો જુસ્સો આપણી જ્ઞતિમાં સારી રીતે પ્રકટયો છે. સંસારસુધારાનાં બીજ આપણી જ્ઞાતિમાં વવાઈ ચુકયાં છે. તેનો મુખ્ય છોડ તે આપણો ઔદીચ્ય ભારતવર્ષીય બ્રહ્મસમાજ છે. તેની આબાદ સ્થિતિમાં આજે આપણે દર્શન કરવાને ભાગ્ય-વાન્ થયા છીએ. એનું સર્વ માન આપણા ઉત્સાહી અમદાવાદી બંધુઓ અને તેમની ઔદીચ્ય હિતેચ્છુ સભાને ઘટે છે. તેમણે સમાજનું બીજ વીશ વર્ષ પર વાવ્યું હતું. તેમના પ્રયત્નથી બીજને અંકુર જલદી પુટયાં હતાં. પાંચ વર્ષ સુધી સમાજનું સંમેલન જુદે જુદે સ્થળે થયું હતું. પાંચ અને દશ વર્ષની અંદ-રના બાળકને અનેક પ્રકારના વ્યાધિ પીડેછે, તેમ બાળ બ્રહ્મ-સમાજને પણ પીડા નડી. એકવાર આઠ વર્ષનો અને બીજીવાર પાંચવર્ષનો મંદવાડ તેને નડયો. તોપણ આરંભ કરનાર ઉત્સાહી નરોએ ધૈર્ય અને આગ્રહ નહિ છોડતાં છોડનો જીવ બચાવી રાખ્યો, તેના માળીઓએ તેને જળનું સિંચન કરવું જારી રાખ્યું. તેથી દુષ્કાળ અને પ્લેગની અસરથી કરમાઈ જતો છોડ અનુ-કૂલ સમયે યોગ્ય જળ, ખાતર અને હવા મળવાથી પાછો ટટાર થયો. હવે તો તે ફાલી પુલી ફળ આપતું વૃક્ષ થયું છે. એની શાખાઓ સુરત અને ખેડા જીલ્લા સુધી પહોંચી છે. હવે તે વૃક્ષ નિર્ભય થયું છે. ગયે વર્ષે તપોવનના ઋષિઆશ્રમના બ્રહ્મ-નિષ્ઠ યોગીનો મોટો આશીર્વાદ એને મળ્યો છે. તેથી એ વૃક્ષ દીર્ધાયુષ્યવાળું થઇ નિરંતર અમૃત ફળ આપ્યા કરશે.

## आरंभशूर.

૧૭. સામાન્ય રીતે એમ કહેવાય છે કે, આપણે હિંદુલોકો આરંભશૂર છીએ. આપણને નવી નવી હોંસ અને ઉભરા થઈ આવે છે, પણ તે ઝાઝો વખત ટકતા નથી; કેમકે નવાં મહત્વનાં

કાર્યો કરવા તરફ લોકોનો અભાવ હોય છે. જોઈએ તેટલી સહાય બધી તરફથી મળતી નથી. ઈર્ષ્યા, અજ્ઞાન, કલેશ અને કુસંપને લીધે વિઘ્ન ઘણાં નડે છે. ખર્ચ ઘણો થાય છે. એ બધાં કારણોને લીધે કાર્યારંભ કરનારનું ધૈર્ય ઝાઝો વખત રહી શકતું નથી, તેથી હાથમાં લીધેલું કાર્ય નિરાશ થઈ આખરે છોડી દેવું પડે છે. એટલી બધી કસોટી થયા છતાં જો પ્રયત્ન ફતેહમંદીથી ચાલુ રહે તો જાણવું કે, આરંભેલું કાર્ય શાસ્ત્રીય સત્ય, ન્યાયી ધોરણ ઉપર રચાયલું છે, અને લોકોને તે ઘણું ઉપયોગી, લાભકારક અને કલ્યાણકારક છે.

૧૮. આપણા બ્રહ્મસમાજને એ બધો અનુભવ થયો છે. એને સર્વ પ્રકારનાં વિઘ્ન નડયાં હતાં, છતાં તે આબાદ સ્થિતિએ પહોંચ્યો છે, અને એનું કાર્ય ફતેહમંદીથી આગળ વધ્યું જાય છે. તેથી તેનું ધોરણ સત્ય, ન્યાયી અને શાસ્ત્રીય છે, અને તે આપણી જ્ઞાતિની ઉન્નતિ કરવામાં એક ઘણું ઉપયોગી અને લાભકારક સાધન છે. એનું બીજ રોપનારાઓ, તેને સંભાળી ટકાવી રાખનારાઓ, અને આબાદ સ્થિતિએ તેને પહોંચાડનારાઓનો આપણી જ્ઞાતિપર ઘણો ઉપકાર થયો છે. આપણા અમદાવાદી બંધુઓ જેમણે આ બ્રહ્મસમાજનો પાયો રોપ્યો છે, તેઓ ભર્તૃહરિના શબ્દોમાં કહીએ તો ઉત્તમ પ્રકારના પુરૂષો છે. તેમણે આપણા ઉપરનો આરંભશૂરા થવાનો દોષ ટાળ્યો છે. એ માટે તેમને ઘણો ધન્યવાદ ઘટે છે.

## समाज तरफ सुरतीओनुं वळण.

૧૯. આ સ્થળે એક પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે, એ બ્રહ્મસમાજને વીશ વર્ષની લાંબી મુદ્દતે સુરતમાં હાલ નિમંત્રણ થયું છે, તેથી સમાજ તરફ સુરત વિભાગના બંધુઓનો શું અભાવ હતો ? તેનો ઉત્તર આ સમાજમાં સુરતવિભાગમાંથી પધારેલા પ્રતિનિધિઓની મોટી સંખ્યા જ સ્પષ્ટ રીતે આપે છે,

અને તે ઉત્તર એ છે કે, ના, સમાજ તરફ સુરતી બંધુઓનો અભાવ નહિ હતો, પણ સમાજને સુરત તરફનો પૂર્ણ ટેકો છે. પ્રશ્ન-સમાજનો જન્મ અમદાવાદમાં થયેલો જાણી સુરતી બંધુઓને ઘણો આનંદ થયો હતો. વિશેષ હકીકત તો એ છે કે, સમાજને ઉત્પન્ન કરવામાં સુરતી અથવા રાંદેરનિવાસી રાવસાહેબ ડોકટર જગન્નાથભાઈ સામેલ હતા. તેઓ એની સંભાળ હજી ખરા અંતઃકરણથી લે છે. વળી આપણા સ્વર્ગસ્થ મિત્ર રા. ભાઈ જગન્નાથ ઇચ્છારામ સુરતનિવાસી સમાજના કાર્યમાં પ્રારંભથી સહાયક હતા. વચ્ચે સમાજને લાંબો મંદવાડ હતો. સુરતનાં હવાપાણી તે સમયે સારાં નહિ હતાં. પ્લેગ અને કોલેરાની અસર સુરતમાં ઝાઝો વખત રહી હતી. તે કારણથી સમાજ અત્રે બોલાવવામાં વિલંબ થયો છે. અમે ખાત્રી આપીએ છીએ કે સમાજ તરફ સુરતી બંધુઓની પ્રીતિ છે, અને અમો સર્વ એનું દીર્ઘાયુષ્ય ઇચ્છીએ છીએ. એના કાર્યમાં અમારા વિચાર, અમારી લાગણી, અને અમારૂં હિત સર્વની સાથે એકસરખું છે.

૨૦. આપણું મુખ્ય કર્તવ્ય એ છે કે (૧) વિદ્યાની વૃદ્ધિ કરવી, (૨) અનિષ્ટ હાનિકારક રીત રિવાજ અને રૂઢિ કાઢી નાંખવી, અને જમાનાને અનુસરતા સુધારા કરવા, (૩) જ્ઞાતિનું ઐકય કરવું.

૨૧. આપણાં પટ્કર્મમાં વિદ્યા ભણવી અને ભણાવવી એ આપણું મુખ્ય કર્મ છે. વિદ્યાને લીધે જ વર્ણવ્યવસ્થામાં બ્રાહ્મણને શ્રેષ્ઠ પદ મળેલું છે. વિદ્યાને લીધે જ બ્રાહ્મણ અન્ય વર્ણના ગુરુ મનાયા છે, અને વિદ્યાને લીધે જ સર્વનો તેમના તરફ પૂજ્યભાવ રહે છે.

૨૨. આપણા પૂર્વજો કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, જમદગ્નિ, ગૌતમ, ભારદ્વાજ વગેરે સર્વ વિદ્યામાં કુશળ હતા. તેઓ તત્ત્વવિદ્યા અને આધ્યાત્મિક જ્ઞાનના પ્રણેતા હતા. લેજિસ્લેટિવ કૌન્સીલ અથવા કાયદા બાંધનારી સભાના અધ્યક્ષ અથવા ધારા-

શાસ્ત્રી મનુ, યાજ્ઞવલ્કય, ગૌતમ અને પારાશર; વ્યાકરણકર્તા પાણિની; ઇતિહાસકર્તા વેદવ્યાસ; ખગોળ, ગણિત અને જ્યોતિષ વિદ્યાના પ્રોફેસર ભાસ્કરાચાર્ય; ન્યાયશાસ્ત્રના પ્રણેતા ગૌતમ અને કણાદ; આયુર્વેદના આચાર્યો અને મેડિકલ કોલેજના પ્રીન્સિપાલ અને પ્રોફેસરો ધન્વંતરી, ચરક અને સુશ્રુત; યોગવિદ્યાના પ્રણેતા પતંજલિ, ધનુર્વિદ્યા અથવા યુધ્ધકળાના પ્રોફેસરો દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને અશ્વત્થામા; સાહિત્ય અને કાવ્યના કર્તા કાલિદાસ, માઘ આદિ પંડિતો, અને ધર્મપ્રવર્તક અને વેદાંતમતના આચાર્ય શ્રીશંકરાચાર્ય એ મહાપુરુષો સેંકડો વર્ષપર થઇ ગયા છે, તોપણ તેમનાં નામ અને સ્મરણ દેશમાં અમર રહ્યાં છે. તેમના તરફ લોકોનો પૂજ્યભાવ કાયમ છે. તેમની વિદ્યા હોંસથી ભણાય છે. એ આપણા સમર્થ વિદ્વાન્ પૂર્વજોનું અભિમાન રાખી સર્વ પ્રકારની વિદ્યા સંપાદન કરવી એ આપણું મુખ્ય કર્તવ્ય છે.

**૨૩.** પણ અફસોસસાથે કહેવું પડે છે કે વિદ્યાની બાબતમાં આપણે આપણું શ્રેષ્ઠપણું ગુમાવ્યું છે. અન્યવર્ણના લોકો આપણા કરતાં આગળ વધી ગયા છે. વિદ્યા શીખવવાનું કામ આપણું હતું, તે હવે આપણે બીજા લોકોપાસેથી શીખવી પડે છે. એનું કારણ એટલુંજ છે કે આપણા વિદ્વાન્ પૂર્વજોએ આપણને આપેલી વિદ્યામાં નવી શોધખોળ કરી આપણે કંઈ વધારો કરી શકયા નહિ, તેથી તે જેવી સ્થિતિમાં હતી તેવી સ્થિતિમાં રહી. આપણા પ્રમાદથી તે પર કાટ ચઢયો. આપણા પ્રાચીન આચાર્યો અને પ્રોફેસરોપછી જે લાંબો કાળ વીતી ગયો તે દરમ્યાન પાશ્ચાત્ય પ્રજાઓ બહુ જાગ્રત્ થઈ વિદ્યાકળામાં આગળ વધી ગઈ. આપણા ઋષિમુનિઓએ બાંધેલા જનસમાજના ઉત્તમ નિયમો જેનો આપણે ત્યાગ કર્યો તે સર્વ તેમણે સ્વીકાર્યા. સ્ત્રીપુરુષોએ લાંબો સમય બ્રહ્મચર્ય પાળવું, ઉત્તમ વિદ્યા સંપાદન કરવી, પુખ્ત વયે લગ્ન કરવાં, છુટથી દેશાટન કરવું, નવા નવા ઉદ્યોગ કરવા, જનમંડળમાં ઐકય રાખવું. શુભાશુભ પ્રસંગે નકામા ખર્ચ નહિ કરવા, પ્રેતભોજન

નહિ જમવું, મુવા પાછળ રડાકુટમાં વખત નહિ ગાળવો, એ વગેરે ઉન્નતિના આપણા નિયમોને અનુસરીને તેઓ ચાલ્યા, અને સુખી થયા. એ રીતે આપણું શ્રેષ્ઠપદ તેમણે પ્રાપ્ત કર્યું છે. તેમની પાસે હવે આપણે સર્વ શીક્ષણ લેવું પડે છે એ શોકજનક છે.

# अंग्रेजी विद्यानी अगत्यता.

૨૪. આપણી પ્રાચીન વિદ્યા, ધર્મ અને જ્ઞાનનાં પુસ્તકો સંસ્કૃત ભાષામાં છે, તેથી સંસ્કૃત શીખવાની અગત્ય છે, પણ આ જમાનાની નવી શોધખોળથી તેમાં કંઈ વધારો થયો નથી. અંગ્રેજી વિદ્યાને મુકાબલે આપણી સર્વ વિદ્યામાં અધુરાપણું માલમ પડે છે. પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, એ વિદ્યા જે ઉદ્યોગ ધંધામાં ઘણી જરૂરની છે તે સંસ્કૃતમાં નથી. અન્ય દેશોનો ઇતિહાસ જે રાજકાર્યમાં જાણવો ઉપયોગી છે, તે સંસ્કૃતમાં નથી. મનુ અને પારાશરના કાયદા આપણી ન્યાયની કોર્ટ માન્ય રાખતી નથી. આપણું વૈદક ડોકટરી વિદ્યા કરતાં ઉતરતું મનાયું છે. આપણી ધનુર્વિદ્યા હાલનાં ભયંકર શસ્ત્રો આગળ તદન નકામી થઈ ગઇ છે. વળી આપણી રાજભાષા અંગ્રેજી થઈ છે. તેનું સાહિત્ય બહુ વિશાળ છે. એ બધાં કારણોથી અંગ્રેજી વિદ્યાનો અભ્યાસ કરવો આવશ્યક થઈ પડયો છે. આપણું ગએલું શ્રેષ્ઠપદ અંગ્રેજી વિદ્યા સંપુર્ણ મેળવ્યાથી જ પાછું પ્રાપ્ત કરી શકીશું એ નિઃસંદેહ વાત છે. અત્ર ઘણા અભિમાનસાથે કહેવું જોઇએ કે આપણું તત્ત્વજ્ઞાન, આપણી આધ્યાત્મિક વિદ્યા સર્વોપરી છે. એ વિષયમાં પાશ્ચાત્ય પ્રજા આપણા કરતાં આગળ વધી નથી, પણ આપણી પાસે તેમણે ઘણું શિખવાનું છે. એ બધાં કારણોથી સંસ્કૃત અને અંગ્રેજી એ બન્ને ભાષા સારી રીતે આપણા વંશજોએ સંપાદન કરવી એ આવશ્યક છે. તેમ કર્યાથીજ આપણું બ્રહ્મતેજ કાયમ રહેશે, અને આપણું શ્રેષ્ઠપદ મેળવી શકીશું. એ હેતુ પાર પાડવા માટે વિદ્યાવૃદ્ધિફંડની પ્રથમ આવશ્યકતા છે.

## नवा सुधारा.

૨૫. આપણું બીજું કર્તવ્ય આપણી જ્ઞાતિના અનિષ્ટ રીત રિવાજો કાઢી નાખવા, અને જમાનાને અનુસરતા સુધારા દાખલ કરવા એ છે. એ સંબંધમાં આપણા બ્રહ્મસમાજે ઘણું કર્યું છે. અંગ્રેજી રાજ્યકર્તાઓને કોઈ વિષયમાં પ્રજા-મત જાણવાની જરૂર લાગે ત્યારે તે સંબંધમાં તેઓ તપાસ કરવા કમિશન નીમે છે. તે સર્વ મુખ્ય સ્થળોએ જઈ તપાસ કરે છે, અને પછી પોતાનો અભિપ્રાય સરકારને જણાવે છે, અને અમુક ફેરફાર કે સુધારા કરવા સરકારને ભલામણ કરે છે. એ પ્રમાણે આપણા બ્રહ્મસમાજે અત્યાર સુધી કમિશનનું કામ ઘણી સારી રીતે કર્યું છે. જુદે જુદે સ્થળે ફરી તપાસ કરી આપણામાં કયા રિવાજો હાનિકારક છે; અને કાઢી નાખવા જેવા છે તે તેમણે શોધી કાઢયું છે, અને જમાનાને અનુસરતા કયા સુધારા કરવાની જરૂર છે, તે નક્કી કરી તેમણે ભલામણરૂપે જ્ઞાતિને જણાવ્યું છે.

## समाजे करेलुं कार्य.

૨૬. સમાજના પાછલા રિપોર્ટો પરથી જણાય છે કે નીચે પ્રમાણેના સુધારા કરવાના ઠરાવો સમાજે કર્યા છેઃ—

૧. કન્યાવિક્રય કરવો નહિ.

૨. કન્યાનું લગ્ન ૧૧ વર્ષની અંદર કરવું નહિ.

૩. એક સ્ત્રી હયાત છતાં બીજી કરવી નહિ.

૪. ગજા ઉપરાંત કારજ વરા કરવા નહિ.

૫. જુવાન માણસના મરણનું જ્ઞાતિભોજન કરવું નહિ.

૬. પરદેશગમનની છુટ આપવી.

૭. સ્ત્રીઓએ રસ્તા વચ્ચે રડવું કુટવું નહિ.

૮. ફટાણાં ગાવાં નહિ.

૯. નિત્યકર્મ કરવાં.

# ઠરાવોનો અમલ.

૨૭. સુધારાના બધા ઠરાવ થયા છે. હવે કોઈ ઠરાવ કરવાના બાકી રહ્યા નથી. વિલાયતી ખાંડ ન ખાવી એ ઠરાવ કરવાને માટે પણ સમાજે કાળજી રાખી છે. એ ઠરાવો થયા તે મોટું કાર્ય થયું છે, પણ હજી કરવાનું ઘણું બાકી છે. એ બધા ઠરાવ ઘણે ભાગે કાગળ પર રહેલા છે. તેનો ઝાઝો અમલ થયો હોય એમ જણાતું નથી. વીશ વર્ષ થયાં સમાજ પ્રયત્ન કરે છે, છતાં કોઈ ઠરાવનો અમલ થતો નથી, તેથી સ્વાભાવિક રીતે કોઇને નિરાશા ઉત્પન્ન થાય, પણ નિરાશ થવા જરા પણ કારણ નથી. સમાજનું મુખ્ય કાર્ય લેજિસ્લેટિવ કૌંસીલના જેવું કાયદા અને ધારા બાંધવાનું છે. તેને પ્રચારમાં મુકવાનું કામ બીજાઓના હાથમાં છે. જ્ઞાતિના જુદા જુદા સમૂહનું તે કર્તવ્ય છે. એ જ્ઞાતિસમુદાયસાથે સમાજ હજી સંબંધમાં આવ્યો નથી, પણ સમાજના વિચાર અને ઠરાવોની અસર પરોક્ષ રીતે સર્વત્ર થાય છે. સમૂહનો પ્રજામત કેળવાય છે, આપણા બધા સમૂહમાં નવો જાહેર જુસ્સો ઉત્પન્ન થયો છે, જાગ્રતિ આવી છે, સુધારા માટે બધા સમૂહમાં વિચાર ચાલતા થયા છે. એ જુસ્સા અને જાગ્રતિને યોગ્ય માર્ગે દોરાવ્યાથી ઈષ્ટ ફળ યોગ્ય સમયમાં મળશે. વાવેતર લાયક જમીન ઘણે ભાગે તૈયાર થઈ છે, તેથી આગળ પડી કામ કરવા ઉત્સાહી, આગ્રહી, બુદ્ધિશાળી વીર પુરુષોની જરૂર છે કે જેઓ યોગ્ય ભૂમિમાં બી વાવતા જાય, અને કુમળા છોડની સંભાળ રાખી આબાદી કરે. એ માટે સમય સર્વ રીતે અનુકૂળ છે.

૨૮. સમાજે કરેલા ઠરાવો અમલમાં કેમ નથી આવતા અને તે અમલમાં આવે એ માટે શું કરવું જોઇએ? તેનો વિચાર કરવો આવશ્યક છે. એજ દિશાએ સમાજે હવે સબળા પ્રયત્ન વાળવા જોઇએ. જે જે ઠરાવો થએલા છે, તે તે બધા

શાસ્ત્રસમ્મત, ઋષિમુનિઓની આજ્ઞાને અનુસરતા છે, બધા જ્ઞાતિબંધુઓને લાભકારી છે, કોઇને પણ નુકસાનકરતા નથી, જ્ઞાતિની ઉન્નતિ અને ગએલું શ્રેષ્ઠપદ મેળવવાનાં તે સાધનો છે. કોઈ અમુક વ્યક્તિ કે સમૂહનો તેમાં સ્વાર્થ સાધવાનો નથી, કે કોઈનું અપમાન કરવાનું નથી, અને કોઈનું માન વધારવાનું નથી. એમ હોવાથી કોઈપણ સમજુ ભાઈની તેમાં વિરુદ્ધતા હોઇ શકે જ નહિ.

૨૯. એક ઋષિ સ્મૃતિ કે ધર્મશાસ્ત્ર બાંધે અથવા તેમાં જરા સુધારો કરે તે સર્વમાન્ય થાય, અને સેંકડો વર્ષસુધી તેનો અમલ થયા કરે, ત્યારે આપણું આ ઋષિમંડળ-આપણો બ્રહ્મસમાજ આપણા સામાન્ય સુખના ધારા બાંધે તે સર્વમાન્ય કેમ ન થાય? આપણા ધારા સર્વમાન્ય થવા જ જોઇએ, અને થશે જ. આપણા જે ભાઇઓમાં હાલના જમાનાનો જુસ્સો આવ્યો નહિ હશે, કે હાલની કેળવણીનો પ્રકાશ પડયો નહિ હશે, તેઓ કદાચ આપણે બાંધેલા ધારાને ટેકો આપવા અચકાશે, પાછળ પડશે, પણ ધીમે ધીમે જ્ઞાનનો પ્રકાશ વધતો જશે તેમ તેમ અંધકાર દૂર થતો જશે, અને પાછળ પડેલાઓ આપણી સાથે સામેલ થશે.

# ठरावोनो अमल करवा शुं करवुं?

૩૦. ઠરાવો અમલમાં આવે એ માટે શા ઉપાયો યોજવા જોઇએ તેનો હવે વિચાર કરીએ. એ માટે આપણી જ્ઞાતિની વ્યવસ્થા અનુકૂળ છે. જ્યાં જ્યાં આપણી જ્ઞાતિની વસતિ છે, ત્યાં ત્યાં દરેક ગામે આપણું ગ્રામ્યપંચ હોયછે. ઘણાં ગામો મળીને એક સમૂહ, જથો કે ગોળ હોયછે, તેનું એક સમૂહપંચ રચવું. એ સર્વ સમૂહપંચના પ્રતિનિધિઓનું એક જ્ઞાતિપંચનું બંધારણ કરવું. એ જ્ઞાતિપંચને આપણા બ્રહ્મસમાજનું કાર્યવાહક કે વ્યવસ્થાપકમંડળ સમજવું. બ્રહ્મસમાજના ઠરાવો અમલમાં મુકવા-

નું કામ એ જ્ઞાતિપંચને સોંપવું.

૩૧. હવે એ કાર્યનો પ્રારંભ શી રીતે કરવો તે જણાવવાની રજા લઉછું. બ્રહ્મસમાજે અત્યાર સુધી જે જે ઠરાવો કર્યાં છે, તેની નકલ પ્રત્યેક ગ્રામ્યપંચ તરફ માહિતી થવા સારૂ મોકલવી, અને હવે પછી જે જે ઠરાવો થાય તેની નકલ એ પ્રમાણે મોકલવાનો વહીવટ રાખવો. એમ થવાથી ઠરાવની પ્રસિદ્ધિ આખી જ્ઞાતિમાં સારી રીતે થશે, અને પ્રત્યેક સમૂહના સંબંધમાં સમાજ આવી શકશે.

૩૨. ગ્રામ્યપંચો હયાતીમાં છે, તે સંબંધી કંઇ કરવાનું નથી, પણ સમૂહપંચ અને જ્ઞાતિપંચનું બંધારણ રચાવવા બ્રહ્મસમાજે સૂચના પત્રો પ્રત્યેક ગ્રામ્યપંચને અને સમૂહના અગ્રગણ્ય પુરુષો તરફ મોકલવાં, અને સમૂહપંચનું બંધારણ કરવા ભલામણ કરવી. પ્રત્યેક સમૂહના પંચની રચના થાય ત્યારે તેમાંના પ્રતિનિધિઓ જ્ઞાતિપંચમાટે નીમવા ભલામણ બ્રહ્મસમાજે સમૂહ પંચને કરવી.

૩૩. એ પ્રમાણે ગ્રામ્યપંચ, સમૂહપંચ અને જ્ઞાતિપંચ દ્વારા સમાજના ઠરાવોનો અમલ થઈ શકે એમ છે.

## ग्राम्यपंचनी काम करवानी पद्धति.

૩૪. ગ્રામ્યપંચનું કામ સમાધાનીથી ચાલવામાં માંહોમાંહેનો ભિન્નભાવ કેટલીક વખતે બહુ નડતર કરતા થઇ પડેછે, અને તેથી ગામમાં તડ પડે છે. જ્ઞાતિકાર્ય કરવામાં સંપ ઘણોજ આવશ્યક છે, તેથી ગ્રામ્યપંચ એવી રીતનું થવું જોઇએ કે ગામમાંના જથાવાર પ્રતિનિધિઓ પંચમાં દાખલ થાય. બનતા સુધી ગ્રામ્યપંચે સર્વાનુમતે ઠરાવ કરવાનું રાખવું, પણ બહુ મતને માન આપવાનો ઉત્તમ નિયમ ધીરે ધીરે સ્વીકારવો જોઇએ. જે વાત ઘણાને રૂચે અને જેથી ઘણાનું ભલું થાય તે વાત સ્વીકારવી એ ડાહ્યા માણસોનું કામ છે. તેમાં અભિમાનથી સ્વમતને વળગી રહેવું નહિ.

ગ્રામ્યપંચના ઠરાવની નોંધ રાખવી કે જેથી દરેક વાતનો દાખલો દફ્તરમાં રહે.

**૩૫.** જ્ઞાતિમાં તકરાર થવાના કારણમાં જ્ઞાતિના પૈસા મુખ્ય છે. જ્ઞાતિના પૈસાનો હિસાબ અને જમા ખર્ચનો રોજમેળ રીતસર રહેવો જોઇએ. જ્ઞાતિનાં નાણાંમાંથી ચાલુ ખર્ચમાટે નાની રકમ હાથ પર રાખી બાકીનાનું વ્યાજ ઉત્પન્ન થાય એમ કરવું. તે નાણાં જ્ઞાતિના ગૃહસ્થોને ત્યાં રાખવાં નહિ. પણ બેંકમાં કે સારા શરાફને ત્યાં રાખવાં. વર્ષ આખરે દીવાળીના તહેવારમાં ગામના અશેષ ભેગા કરી તેમના રૂબરૂ વર્ષનો હિસાબ રજુ કરવો. તે હિસાબ જોવા તપાસવાની છૂટ જ્ઞાતિ ભાઇઓને રહેવી જોઇએ.

**૩૬.** એ ધોરણે ગ્રામ્યપંચનું કામ ચાલ્યાથી તડ પડવાનો સંભવ રહેશે નહિ. અમારા **બાર**ડોલી ગામમાં ૧૨૫ નામાં છે. ત્યાં એ ધોરણે કામ ચાલે છે. ૬૦ વર્ષની મારી ઉમ્મર દરમ્યાન ત્યાં તડ પડેલાં સાંભળ્યાં નથી, પણ બધા ભાઈઓ જ્ઞાતિનાં કાર્ય હળીમળી સલાહ સંપથી કર્યા જાયછે. તે જાણી સર્વ ભાઇઓ રાજી થશે.

## जुदां जुदां कार्योमाटे जुदां जुदां मंडळो बांधवां.

**૩૭.** જ્ઞાતિના ઠરાવોનો અમલ કરવામાં ગ્રામ્યપંચ કે સમૂહ-પંચ વાંધો લે તો તે બાબત એક બીજો ઉપાય છે. કન્યાવિક્રય બંધ કરવામાં કોઈ સમૂહ વિરુધ્ધ હોય તો તે બંધ કરવાની તરફેણમાં જેટલા પુરુષો હોય તેમણે પોતાનું એક જુદું મંડળ બાંધવું. તેનું નામ "કન્યાવિક્રય નિષેધક મંડળ" પાડવું. તેમણે પ્રતિજ્ઞા લેવી કે આપણે કન્યાવિક્રય કરવો નહિ. એ મંડળે જ્ઞાતિ કે સમૂહ સાથે બીજા બધા વ્યવહારમાં સામેલ રહેવું. બીજી બાબતમાં વિરોધ કરવો નહિ. તેજ પ્રમાણે બાળલગ્નનિષેધક મંડળ થઇ શકે. તેમાં જોડાનાર પુરુષોએ ટેક રાખવો કે પોતાનાં છોકરાંનાં લગ્ન અમુક ઉમ્મર પહેલાં કરવાં નહિ. તેવી જ રીતે પ્રેતભોજન-

નિષેધક મંડળ, સીમંતનો જ્ઞાતિવરો બંધ કરનારૂં મંડળ, અને એકપર બીજી સ્ત્રી નહિ કરનારૂં મંડળ, એવા જુદા જુદા સુધારા કરવાના હેતુથી જુદાં જુદાં મંડળ બાંધી તે મારફત સુધારા પાર પાડી શકાય, અને જ્ઞાતિ તે સુધારાનો સ્વીકાર કરે ત્યાં સુધી તે મંડળ રાખવાં. એવીજ રીતે ૩૫ વર્ષ ઉપર અમારા બારડોલી ગામમાં ૧૦–૧૫ યુવાનોએ પ્રેતભોજનનિષેધક મંડળ બાંધ્યું હતું. તેનો હેતુ એ હતો કે ૩૦ વર્ષની અંદરનાં સ્ત્રીપુરુષોનું મરણ થાય, તેની ઉત્તરક્રિયાના ભોજનમાં તે મંડળના સભ્યોએ જમવા જવું નહિ. હું પણ એ મંડળનો એક નમ્ર સભ્ય હતો. એ પ્રસંગમાં એક દાખલો બન્યો હતો તે જાણવાજેવો છે. એક જુવાન છોકરાના બારમાનું જ્ઞાતિભોજન હતું, તેમાં જમવા જવાને એક વૃદ્ધ બ્રાહ્મણ તૈયાર હતો, પણ તેનો ૨૦ વર્ષનો છોકરો ના કહેતો હતો, અને તેનો વૃદ્ધ પિતા તેને સમજાવતો હતો, પણ છોકરાએ માન્યું નહિ. છોકરો રહે અને ડોસો જમવા જાય તે તેને સારું લાગ્યું નહિ. તેણે છોકરાને ઘણું સમજાવ્યો, પણ છોકરો દૃઢ રહ્યો. આખરે ડોસાની સ્વાદ ઇંદ્રિયે જોર કર્યું, તેથી તે ભસ્મ લગાવી જળપાત્ર હાથમાં લઈ જમવા જવા ઘરબહાર નીકળ્યો, પણ વિચાર આવ્યાથી પાછો ફર્યો, અને છોકરાને સાથે આવવા વિનતિ કરી. છોકરાએ માન્યું નહિ, ત્યારે ડોસો ખિન્ન થઈ પાછો આગળ ચાલ્યો, પણ છેવટે તેની વિવેક–બુધ્ધિ પ્રબલ થઈ, છોકરાને મુકી જમવા જવાનું તેને સારું લાગ્યું નહિ તેથી તે પાછો ઘેર આવ્યો, અને જમવા જવાનું માંડી વાળ્યું. યુવાનોના દૃઢ આગ્રહથી આખરે અમારા બધા સમૂહે એ સુધારો સ્વીકાર્યો. તેથી જુદા જુદા સુધારા કરવા માટે જુદાં જુદાં મંડળ બાંધવાથી આખરે પરિણામ સારાં આવશે એ અનુભવસિધ્ધ વાત છે. યુરોપ ખંડમાં એજ રીતે જુદી જુદી સોસાઈટી, એસોસિએશન, લીગ, કલબ વગેરે હોય છે. તે રીતે તે ધારેલો હેતુ પાર પાડી શકે છે. એવાં જુદાં જુદાં મંડળોએ એક વાત ધ્યાનમાં રાખવાની છે કે સમૂહમાં

વિરોધ ઉત્પન્ન થાય નહિ, અને તડ પડે નહિ, પણ સલાહસંપથી કામકાજ ચાલે. જ્ઞાતિનાં કાર્યોમાં જેમ ઓછો વિરોધ આવે તેમ કરવું. નીતિબળ, બોધ અને ભલામણના સાત્વિક ઉપાયો ઉપર વધારે આધાર રાખવો.

## जुदा जुदा समूहनी स्थिति.

૩૮. સમૂહપંચદ્વારા પ્રત્યેક સમૂહની સ્થિતિ જાણવા અને સમાજના કયા ઠરાવો કયા સમૂહમાં ચાલે છે, અને કયાં વિરુદ્ધ આચરણ થાય છે, તેની માહિતી મેળવવા બ્રહ્મસમાજે તજવીજ રાખવી, અને તેનું પરિણામ વાર્ષિક સંમેલનમાં જણાવવું. જે સમૂહમાંથી પ્રતિનિધિરૂપે હું આ સમાજમાં હાજર થયો છું તે સમાજની સ્થિતિ, રીતિ આ સ્થળે જણાવવાની રજા લઉં તો તે અનુચિત ગણાશે નહિ. સુરત જીલ્લામાં આપણી જ્ઞાતિના ચાર સમૂહ છે. સુરત શહેર, પાલવાડો, નવચોરા અને પંચકોશી. આ ચારે સમૂહમાં માંહોમાંહે કન્યાવ્યવહાર હતો, તે કેટલાક સમયથી બંધ થઈ ગયો છે. પાલવાડાનો હું એક નમ્ર પ્રતિનિધિ છું. બારગામનો એ સમૂહ છે. પ્રાચીન વિદ્યા ત્યાં ઝાંખી થઈ ગઇ છે. અંગ્રેજી કેળવણીનાં બીજ સારાં રોપાયાં છે. ઘણે ગામે અંગ્રેજી સ્કુલો સ્થપાઈ છે, પણ હજી ગ્રેજ્યુએટો ઝાઝા બહાર પડયા નથી. જમાનાનો નવો જુસ્સો સારી રીતે પ્રકટયો છે, અને જ્ઞાતિસુધારા કરવાની જરૂરીઆત લાંબા સમયથી સમૂહને જણાઈ છે. અનિષ્ટ રિવાજો કાઢી નાંખવા અને સુધારા દાખલ કરવા પાલવાડો ચાળીશ વર્ષ થયાં પ્રયત્ન કરે છે, અને તે કાર્યમાં તે ઘણે ભાગે ફતેહમંદ થયો છે. બ્રહ્મસમાજે જે જે ઠરાવો કર્યા છે, તે બધા અમારા સમૂહને માન્ય છે, અને તેનો અમલ આજ લાંબી મુદ્દતથી થાય છે એમ જાણી બ્રહ્મસમાજને ઘણો આનંદ અને સંતોષ થશે.

## પાલવાડાના સુધારા.

૩૯. કન્યાવિક્રય અને સાટાંનો રિવાજ અમારા સમૂહમાં જડમૂળથી ઉખડી ગયો છે. ચાળીશ વર્ષની અંદરનાં યુવાન સ્ત્રીપુરુષોના મરણુપાછળ જમણવાર કાઢી નાંખવામાં આંવી છે. સીમંતનિમિત્ત થતું જ્ઞાતિભોજન બંધ થયું છે. લગ્ન અને ઉત્તરક્રિયા પાછળ થતો કેટલોક બીનજરૂરી ખર્ચ કમી થયો છે. બાળલગ્ન અટકાવવાના નિયમ થયા છે. એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી પરણવાનો અધમ રિવાજ લાંબા કાળથી નાબુદ થયેલો છે. વિલાયત જઇ આવેલાને પ્રાયશ્ચિત્ત આપી જ્ઞાતિમાં દાખલ કરવામાં આવ્યા છે, તેથી પરદેશગમનની છુટ થઈ છે. વિદ્યાવૃદ્ધિ ફંડ થયું છે, તેમાં લગ્ન, ઉપવીત તથા ઉત્તરક્રિયા પ્રસંગે અમુક રકમ આપવા ઠરેલી છે. રસ્તાપર રડવા કુટવાનો પ્રતિબંધ થયો છે. ફટાણાં ગાવાનો રિવાજ લાંબી મુદ્દતથી નીકળી ગયો છે. ત્રણ વર્ષ થયાં અમારા ઉત્સાહી મંડળ તરફથી અમારા સમૂહની પરિષદ્ મેળવવામાં આવે છે. તેમણે વિદ્યાવૃદ્ધિનો વિષય હાથમાં લીધો છે. તેનાં પરિણામ સારાંજ આવશે. એ ઉપરથી આ બ્રહ્મસમાજના જાણવામાં આવશે કે અમારા પાલવાડાનો સમૂહ સંસારસુધારા કરવામાં કોઈ બીજા સમૂહના કરતાં પાછળ પડે એમ નથી.

## જ્ઞાતિનું ઐક્ય.

૪૦. સર્વથી અગત્યનું જે કાર્ય બ્રહ્મસમાજે કરવાનું છે તે જ્ઞાતિનું ઐક્ય છે. લાંબા સમયથી દૂર દૂરના સ્થળે આપણી જ્ઞાતિ વીખેરાઇ ગએલી છે, અને નાના નાના વિભાગો અને સમૂહમાં વહેંચાઇ ગએલી છે. જુના સમયમાં રેલ્વે વગેરેની મુસાફરીની સવડના અભાવથી તથા બીજા કોઇ પ્રકારનો અરસપરસ સંબંધ નહિ હોવાથી જુદા જુદા સમૂહ તે જુદી જ્ઞાતિ સરખા જ થઈ ગયા છે.

સારાં ભાગ્યે બ્રહ્મસમાજના પ્રયત્નથી અને આવા જ્ઞાતિસંમેલનથી જુદા જુદા સ્થળના ઉત્સાહી પુરુષો એક બીજાને ઓળખતા થયા છે, અને સ્નેહસંબંધમાં આવ્યા છે. આ એક બ્રહ્મસમાજે મોટું કાર્ય કીધું છે.

૪૧. આપણા બધા સમૂહની ભાષા એક છે, ધર્મશાસ્ત્ર એકસરખું છે, રીતરિવાજ ઘણે ભાગે મળતા છે. પંક્તિમાં ભોજન વ્યવહાર છે. રેલ્વે, તાર, પોસ્ટઓફીસથી સઘળા પ્રકારની સવડ થઈ ગઈ છે, તેથી બંધ થઈ ગએલો કન્યાવ્યવહાર પાછો ચાલુ કરવા સંબંધી વિચાર કરવાનો સમય આવી પહોંચ્યો છે, તે તરફ બ્રહ્મસમાજે પોતાનું ધ્યાન દોડાવવાની જરૂર છે. એ સંબંધમાં ગ્રામ્યપંચ, સમૂહપંચ, અને જ્ઞાતિપંચ બહુ ઉપયોગી અને સહાયક થશે.

૪૨. સર્વ સમૂહમાં કન્યાવ્યવહાર ચાલુ કરવા જ્ઞાતિપંચે પ્રથમ એટલું કરવાની જરૂર છે કે વિરુધ્ધ સંપ્રદાય કે રીતરિવાજ હોય તે દૂર કરાવવા યત્ન કરવો. જે સમૂહમાં કન્યાવિક્રય ચાલતો હોય તે સમૂહસાથે જ્યાં શુધ્ધ રીતે કન્યાદાન થતું હોય તે સમૂહનો લગ્નસંબંધ જોડાઈ શકે જ નહિ. માટે કન્યાવિક્રયની રીત તે સમૂહમાં પ્રથમ બંધ થવી જોઈએ. તેજ પ્રમાણે જે સમૂહમાં એક સ્ત્રી છતાં બીજી પરણવાનો રિવાજ હોય તે સમૂહસાથે જેમાં ગમે તેટલી અડચણ હોય તોપણ બીજી સ્ત્રી થાયજ નહિ, તે સમૂહનો કન્યાવ્યવહાર થઇ શકે જ નહિ. તેથી તે સમૂહમાંથી બીજી સ્ત્રી કરવાનો રિવાજ નીકળી જવો જોઈએ. જ્યાં લૂગડાં-સાથે ભોજન કરવાની અને કોસનાં પાણી પીવાની રીત હોય ત્યાં તે રીત છુટવી જોઇએ. બીજા રીતરિવાજો જુદા જુદા હોય તે એકસરખા કરવા પ્રયત્ન થવો જોઇએ. એ રીતે આપણા બધા સમૂહોનું જોડાણ થઇ શકે એમ છે.

## रोटी व्यवहार त्यां बेटी व्यवहार.

૪૩. એ પ્રમાણે આપણી **ઔ**દીચ્યજ્ઞાતિનું ઐકય થયા પછી "રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર" એ હાલ નવા ઉત્પન્ન થએલા સૂત્રતરફ ધ્યાન પહોંચાડવાની આપણને જરૂર પડશે. "उदीच्या ऋषयः सर्वे" આપણે સર્વ ઉત્તરમાંથી આવેલા બ્રાહ્મણ પ્રથમ **ઔ**દીચ્યજ હતા. જુદે જુદે સ્થળે રહેવાથી સ્થળના નામપરથી મોઢ, મેવાડા, મોતાલા, શ્રીગોડ, ટોળકિયા વગેરે પેટા જ્ઞાતિઓ થઈ ગઈ છે. **ઔ**દીચ્યજ્ઞાતિ માતારૂપ છે અને બીજી જ્ઞાતિઓ તેની પુત્રીરૂપે છે. પુત્રીઓ પોતાની માતાને પાછી આવી મળે તે સ્વાભાવિક છે. ઘણી નાની જ્ઞાતિઓનો ક્ષય થવા લાગ્યો છે, તેથી બીજી બ્રાહ્મણજ્ઞાતિઓનો આપણી સાથે સંયોગ કરવાની જરૂર છે. તેમાં કંઇ શાસ્ત્રવિરુધ્ધ થતું નથી. થોડાં વર્ષ ઉપર અમારા પાલવાડાના સરભોણ ગામે કરાડા બ્રાહ્મણનાં દશબાર ઘર રહી ગયાં હતાં. તેઓ બધાં સગાંવહાલાં હતાં. તેમને કન્યા આપવાનું સ્થળ હતું નહિ. તેમણે અમારી સાથે જોડાઇ જવા ઇચ્છા બતાવી. બહુ પ્રયત્ન કર્યા, પણ અમારા સમૂહને તે વાત ગમી નહિ. છેવટે **મો**તાલા બ્રાહ્મણોએ તેમની કન્યાનો સ્વીકાર કર્યો, અને પોતાની જ્ઞાતિમાં તેમને દાખલ કર્યા. એ પ્રમાણે જે જ્ઞાતિ આપણી સાથે જોડાવવા મરજી કરે તેને આપણામાં લઈ રોટીવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર ચાલુ કરવા સંબંધી આપણને વિચાર કરવો પડશે.

## आर्यन ब्रधरहुडना हुमला.

૪૪. આ સુધારાના જમાનામાં સર્વ જ્ઞાતિએ એક વિશેષ સંભાળ રાખવાની છે. સમયને અનુકૂળ જરૂરી સુધારા કરવા પ્રત્યેક જ્ઞાતિ ઇચ્છે છે, અને તે દાખલ કરવા પ્રયત્ન કરે છે, પણ જ્ઞાતિબંધારણ જડમૂળથી ઉખેડી નાખનારા ઉધ્ધત અને

અવિચારી સુધારકોથી આપણે દૂર રહેવું જોઈએ. હાલમાં જ્ઞાતિબંધારણ ઉપર હુમલા ઘણા થાય છે. ઉચ્છેદક સુધારકો એમ માને છે કે જ્ઞાતિબંધારણ નિર્બળ થઈ ગયાં છે. સુધારકો હોટલ અને ઇરાનીઓની દુકાનોમાં જઇ ન ખાવાનું ખાય છે, ન પીવાનું પીએ છે, અને અંત્યજસાથે વ્યવહાર રાખે છે, પણ જ્ઞાતિ તેમને પૂછી શકતી નથી, અને અખાડા કરે છે. આર્યન બ્રધરહુડના પ્રસિધ્ધ ભોજનપછી એમ માનવું જુઠું છે એમ ઘણી જ્ઞાતિઓએ બતાવ્યું છે, અને જ્ઞાતિનું બળ અને ઉપયોગીપણું કેટલું છે તે જણાવ્યું છે.

૪૫. જ્યારે જ્યારે જ્ઞાતિબંધારણવિરુધ્ધ આચરણ થાય ત્યારે ત્યારે જ્ઞાતિઓએ એજ પ્રમાણે પોતાનું બળ, ઉપયોગીપણું અને જાગ્રતિ બતાવતાં રહેવું જોઈએ. જ્ઞાતિ એ ઘણી ઉપયોગી સંસ્થા છે. જ્ઞાતિના માણસોને નીતિને માર્ગે ચલાવવામાં તે એક અંકુશરૂપ છે. જ્ઞાતિ એ પબ્લિક ઓપિનિયન—જાહેર લોકમત છે. વર્તમાનપત્રની ટીકાથી જેટલી અસર થાય તે કરતાં વિશેષ અસર જ્ઞાતિચર્ચાથી જ્ઞાતિભાઇઓમાં થાય છે.

૪૬. વળી જ્ઞાતિ એ અરસપરસ સહાયકારી મંડળ છે. શુભાશુભ પ્રસંગે અને સુખદુ:ખના સમયે જ્ઞાતિભાઇઓ એકબીજાને મદદ કરે છે, અને ઉપયોગી થાય છે. પ્રત્યેક જ્ઞાતિ વિદ્યાવૃદ્ધિ કરવા તથા સુધારા દાખલ કરવા હાલમાં પ્રયત્ન કરે છે. અમુક સુધારાની દિશામાં આખા દેશને એકી વખતે વાળવો એ ઘણું કઠિણ કામ છે, પણ નાના નાના સમૂહ અને જુદી જુદી જ્ઞાતિમાં સુધારા જલદી કરી શકાય છે, અને પ્રગતિ ઝડપી થાય છે.

૪૭. જ્ઞાતિ એ હિંદુ જનમંડળનો પાયો છે. ઘણા પરદેશી પરધર્મીઓના હુમલા થયા છતાં આર્યરક્તની શુધ્ધતા અને આર્યપ્રજાનાં લક્ષણ જળવાઈ રહ્યાં છે. તે જ્ઞાતિબંધારણને લીધે જ છે. આપણું જ્ઞાતિબંધારણ ઉપયોગી અને હિતકારક છે. તે સાથે તેમાં

કેટલીક નડતર પણ છે, તેની આપણે ના કહી શકતા નથી. એ નડતર કરતી બાબત આપણે કાઢી નાંખીએ અને ઉદારવૃત્તિથી સમયને અનુકૂળ સુધારા અને ફેરફાર કરીએ તો જ્ઞાતિબંધારણુને હેતુ જળવાઇ રહે.

# आग्रहथी मंड्या रहेवुं.

૪૮. આપણે જે કાર્ય હાથમાં લીધું છે, અને જે સુધારા કરવાના છે, તે બધા એકદમ કે એક વર્ષમાં થઇ જાય એમ નથી. આપણી બધી હોંસ અને આશાઓ એકદમ પાર પડે એમ નથી. એને માટે વર્ષો જોઇએ. નવા પ્રયત્નોમાં વિઘ્નો અને મુશ્કેલીઓ નડે છે, તેથી ડરવું નહિ, હિમ્મત હારવી નહિ, અને ધૈર્ય છોડવું નહિ. આગ્રહ અને ઉત્સાહપૂર્વક મંડયા રહો. તેમ કર્યા છતાં વખતે જય ન મળે, વખતે પાછળ પડાય, તેથી નામોશી સમજવી નહિ. સમુદ્રમાં ભરતી એકદમ આવતી નથી. પ્રથમ થોડાં મોજાં ઉપર ચઢે, તે પાછાં નીચે ઉતરે, બીજાં મોજાં વધારે ઉંચે ચઢે, એમ કરતાં ધીરે ધીરે ભરતી આવે છે; તેજ પ્રમાણે આપણા સામાજિક સુધારા ધીરે ધીરે થશે.

૪૯. સંસારસુધારાનો રથ ધીમો ચાલે છે, પણ તેનો સાંચો ચમત્કારિક છે. આસપાસના અનેક બનાવો અને હકિકતથી તેની ગતિમાં ફેરફાર થયા કરે છે. કોઈ સમયે તેનો વેગ તીવ્ર થાય છે, કોઈ સમયે તેની ગતિ મંદ પડે છે, પણ તેનો વેગ અટકાવી શખવાની કોઇને સત્તા નથી. એ સાંચાની બરોબર સંભાળ આપણે રાખતા રહીએ, તેના પ્રત્યેક ભાગને તેલ આપતા રહીએ, અને તેને જોઈતું બળતણ પૂરું પાડ્યા કરીએ તો તે બગડશે નહિ, અને નિયમસર ચાલ્યા કરશે.

૫૦. આપણી બ્રાહ્મણજેવી ઉત્તમ, બુદ્ધિશાળી અને સંસ્કારી જ્ઞાતિ પોતાના કલ્યાણ, સુખ અને લાભનો માર્ગ કયો છે તે ઝટ સમજશે, અને બ્રહ્મસમાજે સૂચવેલા સુધારા સ્વીકારશે.

આપણા પ્રયત્નથી આપણા વંશજોનો માર્ગ સરળ અને સીધો થશે, અને આપણે અધુરું મુકેલું કાર્ય આપણા પછી આવનારાઓ આ કરતાં મોટી સભામાં ભેગા થઈ પૂર્ણ કરશે એ નિઃસંદેહ છે. (તાળીઓ)

૫૧. એકસંપથી, ઉત્સાહપૂર્વક, જ્ઞાતિના અભિમાનથી, જ્ઞાતિનું કલ્યાણ હૈડે ધરી નિઃસ્વાર્થ બુધ્ધિથી, કર્તવ્યપરાયણતાથી, મંડયા રહો, એટલે જે માંગલિક દિવસની આપણે બધા રાહ જોઈએ છીએ કે જ્યારે **સિદ્ધપુરા**, **સિહોરા**, **અમદાવાદી**, **સુરતી**, **ઝાલાવાડી**, **ખરેડી**, **ગઢીઆ**, **ખેડા બેંતાળીશી**, **પાલવાડો**, **પંચ-કોશી**, **નવચોરા** વગેરે ભિન્ન ભિન્ન આપણા સમૂહોનું ઐકય થશે, માંહોમાંહે લગ્નવ્યવહાર ચાલશે, અને તે ઉપરાંત ચોરાશીમાં ખપતી બીજી બ્રાહ્મણ જ્ઞાતિ, જ્યાં રોટીવ્યવહાર છે ત્યાં બેટી વ્યવહાર ચાલશે. તે માંગલિક દિવસ નજીક દેખાશે, અને ગએલું શ્રેષ્ઠપદ બ્રાહ્મણો પુનઃ પ્રાપ્ત કરશે.

૫૨. છેવટે મારું બોલવાનું સમાપ્ત કરતાં પહેલાં મહારાજાધિરાજ પંચમ **જ્યોર્જ** સાહેબે હિંદુસ્તાનનો કિનારો છોડતી વખતે જે અમૂલ્ય વચનો ત્રીજે વર્ષે **મુંબઈ**માં કહ્યાં હતાં તેનું સ્મરણ કરાવું છું. **કેળવણી લો, ઐકય કરો, અને આશા રાખો,** એ વચનો આપણી નજર આગળ નિરંતર રહેવાં જોઇએ. તે સાથે જ્ઞાતિ સંબંધમાં **જુના વિચાર છોડો, નવા ગ્રહણ કરો, અને આગળ વધો,** એ સૂત્ર પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

૫૩. મારૂં ભાષણ શાંતિ અને ધૈર્યથી સાંભળવામાટે હું આપ સર્વ ભાઈઓનો ઘણો આભાર માનું છું. હું **પરમાત્માની** પ્રાર્થના કરૂં છું કે **સમાજના** ઠરાવો બરાબર અમલમાં મુકવામાં, તે, જ્ઞાતિબંધુઓને પૂરતું હૃદયબળ આપે કે જેથી **બ્રહ્મસમાજનો** સત્વર જય થાય. તથાસ્તુ."

એ પછી કવિ હરિશંકરે કવિતા ગાઇ હતી. તેમની પછી પાટણનિવાસી કવિ અંબાલાલ આચાર્યે જુદે જુદે પ્રસંગે પોતાના હમેશના જુસ્સા સાથની જ્ઞાતિહિતની કવિતા ગાઇ હતી. પરિશિષ્ટ ૧૧.

એ પછી સમાજનો ગયા વર્ષનો સંવત્ ૧૯૬૮ના આસોવદિ ૦)) સુધીનો હિસાબ સભામાં વહેંચવામાં આવ્યો, અને તે સમાજના મંત્રી રા. દલસુખરામ મગનલાલ દવેએ વાંચતાં સભામાંથી કેટલાક રાંદેર જવાને ઉતાવળા થવાથી, તે હિસાબ વંચાએલો જાહેર કરી તે કામ આટોપી લેવામાં આવ્યું હતું. આ હિસાબ પરિશિષ્ટ ૮માં આપ્યો છે.

ત્યારબાદ પ્રમુખસ્થાનથી આજ્ઞા થયા પ્રમાણે રા. બ. માધવરામભાઈએ ઈંગ્રેજી રાજ્ય અને નામદાર મહારાજા પાંચમા જ્યૉર્જ પ્રત્યે રાજ્યભક્તિ અને વફાદારીનો નીચેનો ઠરાવ રજુ કર્યો:-

## ઠરાવ પહેલો.

## राज्यभक्ति अने वफादारी बताववानो.

" આપણા નેક નામદાર મલિક મુઆઝીમ શહેનશાહ જ્યૉર્જ પંચમ અને નામદાર શહેનશાહ બાનુ મેરી જેઓ પોતાની હિંદની પ્રજાતરફ મમતાભરી માયાળુ લાગણી ધરાવે છે, અને જેઓની હમેશની વૃત્તિ હિંદુસ્તાનના કલ્યાણમાટે જ છે, તેમનું દીર્ઘાયુષ્ય થાઓ, તથા તેમનું રાજ્ય આપણા ઉપર અચળ તપો, એમ સભા પ્રભુપાસે અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે છે. "

તાળીઓના અવાજથી વધાવી લેવાયલો આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો એટલે ઉપપ્રમુખસ્થાનથી નીચેનો બીજો ઠરાવ રજુ કરવામાં આવ્યો.

## ઠરાવ બીજો.

# લૅાર્ડ હાર્ડિંજમાટે પ્રભુનો ઉપકાર અને લેડી હાર્ડિંજને મુબારકબાદીનો.

“ શ્રી **સુરત**મુકામે તા૦ ૨૫–૩–૧૩ના રોજ મળેલ **શ્રી ભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મ**સમાજ, **હિંદુસ્તાનના** અતિ ઉદારચિત્ત અને લોકપ્રિય ભલા વાઈસરૉય અને ગવર્નર જનરલ નામદાર **લૉર્ડ હાર્ડિંજની** ઉપર દિલ્હી ખાતે ગયા ડીસંબરની ૨૩મી તારીખે સ્ટેટ એન્ટ્રીના શુભ પ્રસંગે કોઇ નીચ બુદ્ધિના બદમાશે બોંબ ફેંકી તે નામદારનો જાન લેવાની હીચકારી તથા શરમભરેલી કોશીશ કરી હતી, તે કરપીણ કૃત્યપ્રત્યે પોતાનો ઉંડો ખેદ તથા સખ્ત તિરસ્કાર પ્રદર્શિત કરે છે; અને એવા પ્રાણઘાતક હુમલામાંથી તેઓ નામદાર હિંદુસ્તાનના સુભાગ્યે બચી ગયા અને પોતાની અસલ તનદુરસ્તી મેળવી શકયા, તે માટે સર્વશક્તિમાન ઈશ્વરનો આભાર માને છે; તેમજ તે પ્રસંગે તેમની સાથે બેઠેલાં તેમનાં પત્ની નામદાર **લેડી હાર્ડિંજે** અસાધારણ ધૈર્ય, હિમ્મત, અને સમયસૂચકતા બતાવ્યાં તે માટે તે નામદારને અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપે છે. ”

આ ઠરાવને તાળીઓના અવાજથી વધાવી લેવામાં આવેલો હોવાથી પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો, તથા તેની નકલ યોગ્ય સ્થળે મોકલવા પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવી, તે પ્રમાણે આ બંને ઠરાવોની નકલો તારથી નામદાર લૉર્ડ હાર્ડિંજ ઉપર મોકલવામાં આવી હતી.

તે પછી વકીલ રા. **જમીએતરામ નરભેરામ** ત્રવાડી વિષય-વિચારક મંડળ નીમવાની દરખાસ્ત રજુ કરતાં બોલ્યા કે:—

“ ભાઇઓ, આપણે અહિં એકઠા મળીને શું કામ બજાવવાનું છે,

તે નક્કી કરવા એક મંડળ નીમવાની હું દરખાસ્ત કરું છું." તે પ્રમાણે તેમાં ૮૩ ગ્રહસ્થોને ચુંટવામાં આવ્યા હતા. એ વિષય વિચારક મંડળ માટે જુઓ પરિશિષ્ટ ૫માં આવી નિશાની *વાળાં નામ.

**સમાજ**નું કામ બંધ થયા પછી કેટલાક સભાસદો ડોકટર રા. સા. **જગન્નાથ** કેશવરામ ભટ્ટના માનમાં રાંદેર મેલાવડો થવાનો હતો, તેમાં ભાગ લેવા માટે રાંદેર ગયા હતા.



# બીજો દિવસ.

## ફાગણવદિ ૪ બુધવાર, તા. ૨૬-૩-૧૩.

ગઈકાલે થયેલા ઠરાવ મુજબ આજે સવારના સાડા આઠ વાગે **માળવી**ની વાડીના મુખ્ય મકાનના વિશાળ ડ્રૉઈંગ રૂમમાં (દીવાનખાનામાં) વિષયવિચારક મંડળ પ્રમુખશ્રીના અધ્યક્ષપણા-નીચે મળ્યું હતું. તે સ્થળે ઘણો ઉહાપોહ થઈ **સમાજ**માં કરવાનાં કામોના ખરડા નક્કી થયા હતા.

**બ્રહ્મ**સમાજની વ્યવસ્થાપક મંડળી વધુમાં વધુ ૩૫ પાંત્રીશ સભાસદોની નીમવી, અને તેનું પ્રમાણ **બ્રહ્મ**સમાજના સભાસદોમાંથી ૨૨, ઔદીચ્ય-હિતેચ્છુસભાના જીંદગીપર્યંતના સભાસદોમાંથી ૩, અને **સં**મેલનના ૧૦ એવું રાખવું; એમ ઠર્યા પછી તે સભાસદો ચુંટી કાઢવાને જે કમિટીને સત્તા તા. ૨૪-૩-૧૩ની રાતે આપવામાં આવી હતી તે કમિટીએ ચુંટી કાઢેલા ગૃહસ્થોનું વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવ્યું:—

બ્રહ્મસમાજના સભાસદોમાંથી ૨૨:—

| | |
|---|---|
| પ્રમુખશ્રી મહાત્મા **ન**થુરામ શર્મા. | બીલખા. |
| શ્રીયુત **દા**મોદરદાસ સાંકળેશ્વર રાવળ. | અમદાવાદ. |
| ,, **ત્રિ**કમલાલ કેશવલાલ ત્રવાડી. | ,, |
| ,, **ના**નાલાલ દેવશંકર જાની. | ,, |

,, હરનારણ રામજી જાની. ,,

,, ભાઈશંકર કેવળરામ પંચોળી. ખેરવા.

,, નથુરામ લલ્લુરામ. ગોઝારીઆ.

,, હરિરામ ગંગારામ. ગાંફ.

,, દેવશંકર રામેશ્વર પંચોળી. ચાણસમા.

,, કેરસનજી જીવરામ આચાર્ય. ચુડા.

,, મણિશંકર અંબારામ રાવળ, બી. એ. જામનગર.

,, મણિલાલ શામળભાઈ દવે, એમ. એ. નાંદોલ.

,, વિદ્યાશંકર કરુણાશંકર આચાર્ય. પાટણ.

,, બાળકૃષ્ણ બાપુજી. બડનગર.

,, કરુણાશંકર મૂળજી ભટ્ટ. મુંબઈ.

,, મહાશંકર મયાશંકર. રાજકોટ.

,, મોતીલાલ અમૃતરામ દેશાઈ. વડોદરા.

,, દયાશંકર મોતીરામ જાની. વઢવાણ.

,, કાળીદાસ મોતીરામ ડૉકટર. વાંકાનેર.

,, અંબાલાલ કેવળરામ વકીલ. સિદ્ધપુર.

,, ગણપતરામ અનુપરામ ત્રવાડી. સુરત.

,, રા. સા. જગન્નાથ કેશવરામ ભટ્ટ. રાંદેર.

ઔદીચ્યહિતેચ્છુસભાના જીવનપર્યંતના સભાસદોમાંથી ૩:-

શ્રીયુત ગણપતરામ હરગોવિન્દ અધ્યારૂ. અમદાવાદ.

,, માણેકલાલ મોતીલાલ દવે. ,,

,, મંછારામ ભગવાનજી ભટ્ટ. માંડવી.

દશમા સંમેલનમાં આવેલા પ્રતિનિધિઓના મોટા ભાગે ચુંટી કાઢેલા સભ્યોમાંથી ૧૦:--

શ્રીયુત શંકરલાલ લલ્લુભાઈ ભટ્ટ. કડી.

,, ઈશ્વરરાય નરભેરામ પંડયા. કરાંચી.

,, જીવણલાલ જેશંકર ભટ્ટ, બી. એ. એલ. એલ. બી. ભાવનગર.

,, ત્રિભુવન કૃષ્ણારામ દવે. થામણા.
,, રા૦ બ૦ **માધવરામ હરનારાયણ વ્યાસ. પાલવાડા.**
,, **લજ્જાશંકર રણછોડલાલ. લુણાવાડા.**
,, **મનસુખરામ હરિભાઈ શુકલ. વીરમગામ–પાટડી.**
,, **પ્રભાશંકર ગણપતરામ ત્રવાડી. સિદ્ધપુર.**
,, રઘુનાથશર્મા મુરારિશર્મા પંડિત. હળવદ.
,, **મણિશંકર તુળશીરામ પાઠક, બી. એ. જામનગર.**

વ્યવસ્થાપક મંડળ નીમાયા પછી આવતા સંમેલન સુધી નીચે પ્રમાણે અધિકારીઓ ઠરાવવામાં આવ્યા હતાઃ—

પ્રમુખ મહાત્મા શ્રીમન્ **નથુરામ** શર્મા. બીલખા.
ઉપપ્રમુખ રા૦ બ૦ **માધવરામ** હરનારાયણ વ્યાસ. બારડોલી.
મંત્રી શ્રીયુત **અંબાલાલ** કેવળરામ વકીલ. સિદ્ધપુર.
,, ,, **ઓધવજી** હીરજી બધેકા. ભાવનગર.
કોશાધ્યક્ષ **દામોદરદાસ** સાંકળેશ્વર રાવળ. અમદાવાદ.
,, ,, હરગોવિન્દ અજરામર પંડયા. ભાવનગર.

બપોરના ભોજનાદિથી પરવારી સર્વ સભ્યો સભાસ્થાનમાં સમયસર આવી પોતપોતાની જગાપર આગલા દિવસની પેઠે બેઠા હતા. તે વખતે કવિ **અંબાલાલે** નીચેની કવિતા ગાઈ બતાવીઃ—

## જ્ઞાતિપ્રત્યે કર્ત્તવ્ય.

નિજકે કારન દેશ તજી, પરદેશ ગયો સો ગયો ન ગયો,
નિજકે કારન ભોગનકો સુખ, દામ દીયો સો દીયો ન દીયો;
નિજકે ગેહ વિભૂતિ અપાર, પરંતુ સુખી વહ ભયો ન ભયો,
ज्ञातिके कारन जो न जीयो, फीर व्यर्थ जहांमें जीयो न जीयो. १

પઢકે પઢાયા નહિ કીસીકોં, ફીર વ્યર્થ પઢયો સો પઢયો ન પઢયો,
જ્ઞાતિકો હિત કીયો નહિ અલ્પ, સો જ્ઞાનકો રંગ ચઢયો ન ચઢયો;

બેલકી, અશ્વકી ગાડી બના કર, ફોકટ વોહ ફીર્યો ન ફીર્યો,
ज्ञातिका बाग सुखा जल ना दिया, औरकों पानी दीयो न दीयो. २

નિજકે દેહકોં રોગનિવારન, ઔષધ આપ પીયો ન પીયો,
જ્ઞાતિકો રોગ ન જાય કટયો, ફીર ફોકટ વૈદ્ય ભયો ન ભયો;
હોટલવાલોંકી ખાકે દયા, ઉપકાર કીયો સો કીયો ન કીયો,
लेश दया न धरी कभी ज्ञातिकी, सो उपकार कीयो न कीयो. ३

નિજ કુટુંબકો સ્નેહ અપાર, પરંતુ વો સ્નેહ કીયો ન કીયો,
જ્ઞાતિ સમસ્ત कुटुंब ગીન્યો નહિ, સો નર જન્મ લીયો ન લીયો;
કાર્ય કીયો પશુસેં ન અધિક, ઉનકો કભી પુચ્છ દીયો ન દીયો,
जन्म धर्यो नरको, पर अंबालाल पशुही भयो ही भयो. ४

પ્રમુખશ્રી મહાત્મા શ્રીમન્નથુરામ શર્મા આવી પહોંચતાં સર્વેએ ઉભા થઈ હરહર મહાદેવના જયધ્વનિથી તેઓશ્રીને વધાવી લીધા હતા. તેઓ પોતાના સ્થાનપર બિરાજ્યા કે શ્રીવેદ તથા શ્રી સરસ્વતીનું પૂજન થતાં તુરત સભાનું કામ શરૂ કરવામાં આવ્યું હતું.

## સામાન્ય ઠરાવ.

# डॉ. रा. सा. जगन्नाथ केशवराम भट्टने अभिनंदन अने नामदार सरकारनो आभार.

પ્રમુખસ્થાનથી આજ્ઞા થવા પ્રમાણે રા. મંછારામભાઈ બોલ્યા, કે " આપણી જ્ઞાતિના, સમાજમાં અગ્રેસરતરીકે ભાગ લેનારા, રાંદેરનિવાસી, ગૃહસ્થ રા. સા. ડૅાકટર જગન્નાથ કેશવરામ ભટ્ટને નામદાર સરકાર તરફથી માનવંતો, પર્સોનલ, રાવસાહેબનો ખિતાબ આપવામાં આવ્યો છે, તે માટે તે ગૃહસ્થને આપણો સમાજ અભિનંદન આપે છે; અને નામદાર સરકારે આપણામાંના એક ગૃહસ્થતરફ બતાવેલી એવી પૂર્ણ કૃપાદષ્ટિ માટે સરકારનો આ સમાજ આભાર માને છે. "

આ ઠરાવ રજુ કરતાં **તેઓએ** જણાવ્યું કે " રા. સા. **જગન્નાથભાઇ આજે ૨૨ વરસથી આ સંસ્થામાં કામ કરતા હોવાથી તેઓ સર્વને સારી રીતે જાણીતા છે, તેથી તેમનાં યશોગાન કરી તેમને ઓળખાવવાની જરૂર નથી. આ ઠરાવ પ્રમુખશ્રીતરફથી રજુ થયો છે, માટે આપ સર્વ સંમત છો એમ માની આ ઠરાવ પસાર થયેલો જાહેર કરવામાં આવે** છે. " ( તાળીઓ )

## ઠરાવ ૩ જો.

# महिला-आश्रममाटे फंड एकठुं करवानो.

આ ઠરાવ મુકનાર ગંગાસ્વરૂપ બાઇ **મહાલક્ષ્મી** ખરકતરામ-તરફથી **સમાજના** સામાન્ય મંત્રી શ્રીયુત **દલસુખરામ** મગનલાલ દવે અગ્રભાગપર આવી નીચે પ્રમાણે ઠરાવ વાંચી ગયા હતાઃ—

" આપણી જ્ઞાતિના મહિલાઆશ્રમને માટે એક જુદું ફંડ ઉભું કરવું, અને તે ફંડને " શ્રીઔદીચ્ય મહિલાઆશ્રમ ફંડ " એ નામ આપવું. તે ફંડમાં વસુલ આવેલાં નાણાંનો તે કાર્યમાટેજ ઉપયોગ કરવાની વ્યવસ્થા **બ્રહ્મસમાજે** કરવી.

આ " મહિલાઆશ્રમ ફંડ "માં સ્વતઃ નાણાં ભરવા, ભરાવવાની આગ્રહપૂર્વક ભલામણ, સર્વ **ઔદીચ્ય** બંધુઓને કરવામાં આવે છે. "

આ ઠરાવ વંચાઈ રહ્યા પછી તે ઉપરનું વિવેચન, બાઇ **મહાલક્ષ્મીએ** ગેલેરીમાંના પોતાના સ્થાનઉપરથી જરા આગળ આવી શરૂ કર્યું, તે વેળા **સર્વ** શ્રોતાઓ એકચિત્ત થઈ ગયા હતા. બાઈએ એ વિષય ઉપર એક લંબાણ લેખ લખી આણ્યો હતો. તેમાં સ્ત્રીજાતિને અને વિશેષે વિધવા સ્ત્રીઓને જે દુઃખો પડે છે, તે બાબત બહુ હૃદયદ્રાવક શબ્દોમાં લખવામાં આવ્યું હતું. તેનો ભાવાર્થ નીચે મુજબ હતોઃ—

ભાઈઓ ! આજ સુધીમાં થયેલાં આપણાં નવ સંમેલનોમાં જે જે ઠરાવો કરાયા, ઉઘરાણાં ઉઘરાવાયાં, અને યોજનાઓ ઘડાઈ, તે સર્વ પુરુષોના લાભમાટેજ કરવામાં આવ્યું હતું, પણ આ સંમેલનથી અમો સ્ત્રીવર્ગને આપની સાથે રહી સાંભળવા, બોલવા, અને વિચારવાનો અવકાશ મળ્યો છે, તે માટે આપનામાંના આગેવાનોનો અમારા ઉપર ઉપકાર થયો છે; અને આગળ ઉપર આવી રીતે સાથે રહીને કામ કરવાથી ઉભય કોટિને લાભ છે. આપ પુરુષો તો સંસાર વ્યવહારમાં સર્વ કામથી વાકેફ હોવાથી આપ સર્વ બાજુથી કુશળ હો એ સ્વાભાવિક છે, પણ અમે સ્ત્રીઓ બહુધા ઘરપ્રદેશમાં જ રહેનારી હોઈ અમારું બહારનું જ્ઞાન ઘણું જ ઓછું હોવાથી આવા મોટા મેલાવડામાં અમને બેસવા, બોલવાનો મહાવરો ન હોવાથી તેવો પ્રસંગ પ્રાપ્ત થતાં અમારાથી યોગ્યાયોગ્ય બોલાય તે તરફ ક્ષમાદૃષ્ટિથી જોશો. ભાઈઓ ! આપને ખબર છે, કે આપણી જ્ઞાતિનો એક મોટો ભાગ સ્ત્રીઓ–બહુધા વિધવા સ્ત્રીઓ, બહુ દુ:ખમાં છે. વિધવાનાં કષ્ટોનો આપણા લોકમાં પાર નથી. ધણીના જીવતાં છતાં જે, તેના ધર્મ, કર્મ, માલ મિલકતમાં પૂર્ણ ભાગીદાર–અરે માલિક હતી, તે, ધણીના મરણ-પછી તેની મિલકતમાં જરા પણ અધિકારવગરની થઈ જાય છે. તેને માથેથી વાળ, હાથેથી ચુડો, અને શરીરનું સૌભાગ્ય જાય છે, એટલું જ નહિ, પણ તેની પાસેની તમામ મિલકત પણ ક્રૂરના પિત્રાઈઓના કબજામાં જાય છે. એક વરસ લોકરૂઢિમુજબ જેને "ખૂણે બેસવું" કહેવામાં આવે છે, પણ જે ખરેખર કેદખાનું છે, તેમાં રહેનારી, તરૂણ, ખાવાપીવાની જેને માટે કોઈ પણ જાતની ગોઠવણ નથી એવી, નિરાધાર, સ્ત્રીજાતની એક વ્યક્તિ કેવાં સંકટોમાંથી પસાર થાય છે, તે ગાડીઘોડામાં ફરતા અને આવાં ભવ્ય મકાનોમાં સમાજમાં સરખા સમોવડીઆઓસાથે આનંદમાં ભાષણ કરતા અને મહાલતા પુરુષોના લક્ષમાં આવી

શકેજ નહિ. ભાઈઓ ! આવી વિધવાઓ એક ગામમાં અને એક ઠેકાણે નથી, તેમજ એક બે નથી. તેઓ ગામે ગામ અને સંખ્યાબંધ છે. તેમની સાધારણ સ્થિતિ આપનાથી અજાણી નથી. માત્ર તે તરફ આપનું દુર્લક્ષ્ય છે. આવી દુઃખમાં રીબાતી ગરીબ અબળા જેનો આ દુનિયાનો તમામ વૈભવ લૂટાઈ ગયો છે, તેમની બાબતમાં જરા વિચાર કરો; તેઓનાં દુઃખો જુઓ; અને તેઓનાં તે દુઃખો મટાડવાના ઉપાય યોજો. ઇશ્વરે આપને પુરુષની પદવી આપી છે, તે નહિ કે વાતોના તડાકા મારવા, અથવા ફક્ત પોતાની જાતનાં દુઃખ સંભાળવાં! તમો મરદો હોઈ સર્વનાં-તમારાં અને સ્ત્રી જાતિનાં દુઃખો દૂર કરવા શક્તિમાન્ છો; તો તમારી તે શક્તિ અમો વિધવાઓનાં કષ્ટ કાપવામાં વાપરો.

ઘણે ઠેકાણે એકકરતાં વધારે સ્ત્રી કરીને તેમને પોષણનાં સાધનો વગર રખડતી મૂકવામાં આવે છે. આ રખડતી મુકનારનો ગુન્હો જેવો તેવો નથી, પણ તમે તમારી જાતના પુરુષોને એવા ગુન્હામાટે ગુન્હેગાર ન ગણતાં ચલાવી લ્યો છો!! એ તમારે માટે વાજબી નથી. આગળ ઈશ્વરને એવા કામમાં ઈન્સાફથી ન વર્તવામાટે જવાબ આપવો પડશે.

નિરાધાર વિધવાઓનાં દુઃખો અમે બૈરાંઓ જેટલી હદમાં જાણીએ છીએ તેટલી હદમાં અને તેવી પૂરી સ્થિતિમાં આપ પુરુષો ન જોઇ કે ન જાણી શકો એ વાત ખરી છે; અને તેથી પુરુષો અમને મદદ કરવા આવે તે કરતાં અમે, જે વિધવાનાં ખરાં દુઃખોથી વધારે સારી રીતે વાકેફ છીએ અને અનુભવીએ છીએ તેમણે, તેમનાં દુઃખો મટાડવાનો ઉપાય શોધી આપવો જોઇએ, એમ જો આપ કહેતા હશો તો હું ખુશીથી તેવા ઉપાય શોધવામાં આગેવાનીભરેલો ભાગ લેવાને તૈયાર છું; અને તે માટે આ લગત જાહેર કરૂં છું કે એવી સ્ત્રીઓમાટે આ સમાજ

**એક** મહિલાઆશ્રમ સ્થાપે તો તેમાં રૂા. ૧૦૧) વ્યાસ કેશવલાલ દલપતરામના નામથી, અને ૧૦૧) બેન વિજયાગવરી કેશવલાલના નામથી, આપવા હું ખુશી બતાવું છું. એવી શરતે કે આ રૂપિઆ અને એવા ઉદ્દેશે અત્યાર પછી આવેલા બીજા રૂા. માંથી એક મહિલાઆશ્રમ સ્થાપવો. તેમાં વિધવા અને બીજી રીતે દુઃખી સ્ત્રીઓને રાખી ધર્મમાર્ગે ચઢાવવી. હું આગળ કહી ગઈ તેમ અત્યાર સુધી સ્ત્રીઓના લાભમાં કોઈ ચર્ચા કે ઠરાવ થયાં નથી. સ્ત્રીકેલવણી બહુજ જરૂરની છે, તેથી કામ સારૂં થાય છે. જો કે બંનેના હક સરખા છે એમ વારંવાર બોલાય છે, પણ હક સરખા સચવાતા નથી. પુરુષને પહેલે અને સ્ત્રીને બીજે નંબરે ગણીએ તો તે પ્રમાણે સ્ત્રીના હક બીજે નંબરે પણ સચવાવાની જરૂર છે. "માગ્યા વિના મા પણ પીરસે નહિ" એ ન્યાયે અમો સ્ત્રીજાતિતરફ આપ પુરુષો ન્યાયથી જુઓ એવી અમારી માગણી છે. **મનુ**મહારાજના કાયદામાં સ્ત્રીઓને બહુ ઉંચે દરજ્જે મૂકી છે, પણ વ્યવહાર તેથી તદ્દન ઉલટો ચાલે છે. પુરુષ એક કરતાં વધારે સ્ત્રી કરે છે તેમ કરીને તેઓ એક વિના બાકીનીને રઝળતી રખડતી મુકે છે. આ બ્રાહ્મણધર્મ અને કુદરતના કાયદાથી ઉલટું છે. ધણીના સહવાસરહિત સ્ત્રીની શી હાલત થાય છે અને પરંપરાએ કેવાં પરિણામ ઉદ્ભવે છે તે માટે **શ્રીગીતા**માં **અર્જુને** **શ્રીકૃષ્ણ** પરમાત્મા પ્રત્યે કહેલાં વચનો મારા સાક્ષર બંધુઓ યાદ કરો! બાળાઓ લગ્ન થયા પછી પતિસેવા પરાયણ થાય એ જેટલું જરૂરનું છે તેટલુંજ તેના પોષણમાટેની વ્યવસ્થાનું કામ પણ જરૂરનું છે, પણ નવાઇની વાત છે કે પતિના મરણપછી તેની મિલકતમાંથી જરા પણ તેને મળતું નથી. તેને માટે તો વરસ ૧નું કેદખાનું, ચુડો ભાગવો, અને માથું મુડાવવાનુંજ. (હસાહસ)

વચલા વખતમાં તો નિર્દોષ વિધવાઓને બળી મરવાની ક્રૂર રૂઢિ ચાલતી હતી, પણ દયાળુ લૉર્ડ **વિલિયમ બેંટિંકે**

સને ૧૮૨૯ના વર્ષથી એ મહાદુ:ખનો નાશ કર્યો છે, છતાં રોજનાં દુ:ખો નાશ પામ્યાં નથી. ઘણીવાર વિધવાઓને અન્નાદિ મળતાં નથી ત્યારે તેઓ યાચીને પોતાનું પોષણ કરે છે. આવી દુ:ખી સ્થિતિ સહન ન થવાથી કોઈવાર તેઓ બ્રાહ્મણપણામાંથી કમી થાય છે. ભાઈઓ! આ વાત લક્ષમાં લ્યો, વિચારો અને તેમના ભરણપોષણનો પાકો બંદોબસ્ત કરો. એક પૈસાનું માટીનું કે કાગળનું રમકડું નાશ પામતાં ખેદ થાય છે, પણ આ જીવતા જાગતા પુતળામાટે કોઈ લગારે દરકાર કરતું નથી. બ્રાહ્મણની જીંદગીના ચાર આશ્રમમાં કોણ વર્તે છે? ૫૦ વરસની ઉમરે હાથમાં દંડ ઝાલી અરણ્યમાં જવાને સમયે પુરુષો લગ્ન કરવા તૈયાર થઇ કુમળી બાળાને રંડાપાના દ્વારપર ખડી કરે છે. તે કેટલું શોચનીય છે? જરા તો વિચારો! સ્ત્રીઓનાં આવાં દુ:ખો જુઓ અને તેના ઉપાય કરો. (તાળીઓ)

એ પછી શ્રીમતી ગં૦ નંદકુંવરબહેન (સુરત) એમણે એ દરખાસ્તને અનુમોદન આપતાં કહ્યું કે:—"અમારા સદ્દભાગ્યે અને ભવિષ્યની પ્રજાના ઉધ્ધારમાટે હમણાં હમણાં અમો સ્ત્રીઓને આવા મેળાવડાઓમાં આપ સાથે રાખો છો તે માટે આપનો અમારા ઉપર મોટો આભાર છે. અમને સભાઓમાં બોલવાનો મહાવરો નથી, તેથી યોગ્ય ન બોલાય તો માફ કરશો. મહાલક્ષ્મીબહેને કહેવા યોગ્ય ઘણું કહ્યું છે. હું એટલુંજ કહીશ કે સ્ત્રીકેળવણી બહુ આવશ્યક છે, એ સર્વતરફથી નિર્વિવાદ સિદ્ધ થયું છે તો હવે તે કેવે પ્રકારે રૂડી રીતે અને ઉપયોગમાં આવે તેમ પાર પડે તેનો વિચાર કરશો. વિધવાઓનાં દુ:ખો દૂર કરવાના જે જે ઉપાય બને તે યોજશો. મહાલક્ષ્મી બહેનની યોજનાને મારો પૂરો ટેકો છે".

આ ઠરાવને રા. જાગેશ્વર નથુરામ કરાંચીવાળાએ મર્યાદિત છુટવાળી કાર્યસિદ્ધ કેળવણી આપવાનું કહ્યા પછી

બડોલીવાળા રા. રામચંદ્ર ત્ર્યંબકરામ આચાર્ય બોલ્યા કે:- "હું કેલવણીનો હિમાયતી છું, અને કેવી કેલવણી આપવાથી લાભ થાય તે બાબતમાં કાંઈક બોલવા ઈચ્છું છું. સ્ત્રી કેળવણીમાં સ્ત્રીઓને ગૃહવ્યવસ્થા અને પતિસેવા એ બે બાબતમાં વધારે ધ્યાન અપાવવું ઘટે છે. કાબુલમાં જે સ્ત્રીઓને રાંધતાં અને શીવતાં ન આવડે તેને પરણવા દેતા નથી. કેલવણીથી ઈર્ષ્યા વધે તો તે કેલવણી નથી. આપણે બાળાઓને પતિસેવા કરવાનું શીખવવાની જરૂર છે. તેમને બાળકને કેળવતાં પણ આવડવું જોઇએ. શરીરસંપત્તિ ન હોય તો નીતિ સચવાતી નથી, માટે શરીરસંપત્તિ મેળવવાની પણ જરૂર છે. બ્રાહ્મણનાં બાળકો નિત્યકર્મ કરીને પોતાના વીર્યનું રક્ષણ કરી તે દ્વારા બ્રહ્મપદ પ્રાપ્ત કરી શકે છે." આ ઠરાવ પસાર થયેલો જાહેર થયો હતો.

## ઠરાવ ૪ થો.

## ऑनरेबल गोखलेना बिलने टेको.

" શ્રીસુરતમુકામે મળેલું શ્રીભારતવર્ષીય બ્રહ્મસમાજનું આ દશમું સંમેલન ઑનરેબલ મી. જી. કે. ગોખલે એમણે ઈમ્પીરીઅલ લેજિસ્લેટિવ કાઉન્સીલમાં રજુ કરેલું ફરજીઆત અને મફત પ્રાથમિક કેલવણીનું બિલ પસંદ કરે છે; અને તેને પોતાનો ટેકો જાહેર કરે છે; અને નામદાર સરકારને નમ્રતાપૂર્વક અરજ કરે છે કે તે બિલ ફરી આગળ ધરવામાં આવે ત્યારે મંજુર કરવું, તથા બનતી ઉતાવળે તેને અમલમાં મૂકવાની ગોઠવણ કરવા કૃપા કરવી."

આ ઠરાવ જામનગરવાળા શ્રીયુત મણિશંકર અંબારામ રાવળ, બી. એ.એ રજુ કરતાં તેનાપર પોતાના વિચાર સારી પેઠે જણાવી આ ઠરાવ પસાર કરવાને સર્વને વિનતિ કરી હતી.

પછી શ્રીયુત ઇશ્વરરાય નરભેરામ પંડ્યા કરાંચી સ્પેસ્રી બેંકના માનેજરે અનુમોદન આપતાં નીચે પ્રમાણે બોલ્યા:—

"માનવંતા પ્રમુખ સાહેબ, પ્રિય જ્ઞાતિ બંધુઓ, બાનુઓ અને ગૃહસ્થો,

ઑ૦ લોકમાન્ય શ્રીયુત ગોખલે સી. આઈ. ઈ.ના કેળવણીના બિલના ટેકામાં મારી પહેલાંના બોલનારા ગૃહસ્થોએ ઘણી સારી રીતે વિવેચન કર્યું છે એટલે હવે વધારે લંબાણથી બોલી હું આપ બંધુઓનો વખત રોકીશ નહિ. શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં ફરજ્યાત કેળવણીથી કેવાં મીઠાં પરીણામ આવ્યાં છે તે આપણે જોઈ શકયા છીએ; જાપાન દેશ ૫૦ વર્ષની અંદર કેળવણી અને સંપથી કેટલો આગળ વધ્યો છે તે આપણે જોઇ શકયા છીએ. આવાં જગજાહેર દૃષ્ટાંતો આપણી નજરસમક્ષ ખડાં છે ત્યારે હવે આપણે વધારે વખત આળસમાં પડી રહેવું ઉચિત નથી. દરેક જ્ઞાતિ આજકાલ પોતપોતાની અંદર સુધારા કરવા અથાગ મહેનત કરી રહી છે, અને આપણે જો આપણી જ્ઞાતિને અંધકારમાંથી મુકતકરવી હોય, આપણે જો આપણી જ્ઞાતિને દરિદ્રતામાં સબડતી બંધ કરવી હોય, આપણે જો આપણી જ્ઞાતિને ઉચ્ચ સપાટી ઉપર—આપણી અસલની ઉચ્ચ સ્થિતી ઉપર—ધીમે ધીમે લાવવી હોય, તો, આપણે હવે વધારે રાહ નહિ જોતાં કમ્મર કસી દ્રવ્યનો મોટો ભોગ આપી, આપણી જ્ઞાતિને છુટે હાથે કેળવણી મળે તેવી સંસ્થાઓ યોગ્ય લાગે તેવી જગાએ સત્વર ઉઘાડવી જોઈએ.

ગૃહસ્થો ! કેળવણી એજ સુધારાનું મૂળ છે. આગળ વધવાનું સંગીન સાધન છે. માર્ટિન લ્યુથર નામના એક લેખકે કહ્યું છે કેઃ—એક દેશની મહત્ત્વતા તથા મજબુતાઇ તેની અઢળક ઉપજ, મજબૂત કિલ્લેબંધી, કે ભવ્ય સુંદર મકાનોમાં સમાયેલી નથી, પણ તેના કેળવાયેલા વર્ગ અને કાર્યનિપુણ અને રાજકીય મહાન્ પુરૂષોને અવલંબીને છે. આજ નિયમ જ્ઞાતિને પણ લાગુ પડી શકે છે. આટલું કહી, ગૃહસ્થો ! હું ઑ૦ લોકમાન્ય શ્રીયુત ગોખલેના બિલને મારો અંતઃકરણ પૂર્વક ટેકોઆપું છું."

પછી શ્રીયુત પ્રાણુલાલ અભયરામ પારનેરીઆ બી. એ. એલ.એલ. બી. વિશેષાનુમોદન આપતાં બોલ્યા કેઃ—"આ વિષય વર્તમાનપત્રોમાં બહુ ચર્ચાયો છે, અને તેથી તેનાથી કોઈ ભાગ્યેજ અજાણ્યું હશે. નામદાર ગાયકવાડ મહારાજે પોતાના રાજ્યમાં ફરજીઆત કેલવણી દાખલ કરીને કેટલા બધા અજ્ઞાની લોકોનો આશીર્વાદ મેળવ્યો છે! તેમને સમજતા કર્યા છે. વ્યારા અને સોનગઢની ધાણુકા બોર્ડિંગો જોઈએ તો મન આનંદ પામે છે. અજ્ઞાત વર્ગનાં બાળકો કેવાં મજાનાં ગાયનો સમજપૂર્વક ગાય છે; તેઓ ભાષણો આપે છે, નોકરી કરે છે, અને સર્વ રીતે કેળવાયલાની બરોબરીમાં આવતા જાય છે, એ બધો કેળવણીનોજ પ્રતાપ છે. જો દેશ ઉંચી સ્થિતિએ આણુવો હોય તો કેલવણી વધારો. કેળવણીનાં શુભ ફળ જગવિખ્યાત છે, માટે હું મારૂં વિશેષાનુમોદન આપતાં વિનતિ કરૂં છું કે આ ઠરાવ પસાર કરશો."

એ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## ઠરાવ ૫મો.

## नामदार गायकवाड महाराजानो उपकार.

"શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજાએ બાળલગ્નનિષેધક નિર્બંધ કર્યો, અને પ્રાથમિક કેલવણી મફત અને ફરજીઆત દાખલ કરી, તેનું શુભ પરિણામ આપણી જ્ઞાતિમાં થયેલું હોવાથી આ બ્રહ્મસમાજ, શ્રીમંતનો આભાર માને છે; અને બીજાં દેશીરાજ્યોને વિનંતિ કરે છે કે તેમણે પણ આ કાયદો પોતાના રાજ્યમાં દાખલ કરવો.

"આ ઠરાવની નકલ શ્રીમંત ગાયકવાડ સરકાર તથા બીજાં દેશી રાજ્યોને મોકલવી, અને શ્રીમંતને આભારદર્શક તાર કરવો."

આ ઠરાવ રજુ કરી રા. **છગનલાલ કેવળરામ મહેતાએ** કેટલુંક વિવેચન કરી પોતાની બેઠક લીધી હતી.

પછી રા. **મં**છારામભાઈ અનુમોદન આપતાં બોલ્યા કેઃ —

" આપે ઠરાવ સાંભળ્યો છે. નામદાર **ગાયકવાડ** શ્રીમંત **સયાજીરાવના** શુભ અમલમાં **વડોદરા** રાજ્યમાં અનેક સુધારા થયા છે તેમાં ફરજીઆત અને મફત કેલવણીનો સુધારો પ્રજાને બહુ લાભકારક નીવડયો છે. આપણામાંના બધા તેમની રૈયતમાં નથી, તથાપિ સારા પુરુષના સારા કામમાટે સંતોષ જાહેર કરવાનો ફક્ત આ સવાલ છે. હું ઉમેદ રાખું છું કે આપ સર્વ તેમાં સંમત થશો. બીજાં દેશીરાજ્યો જેમણે એ પ્રમાણે પોતાના રાજ્યમાં કેલવણીનો ફેલાવો કર્યો છે, તેમનો પણ **મહારાજાની** સાથે આભાર માનશો. આ કાયદો શ્રીમંતે ૧૫ વર્ષપર પહેલો **અમરેલી** પ્રાંતમાં દાખલ કર્યો હતો, અને પછી આખા રાજ્યમાં લંબાવ્યો છે, તેની અસર બહુજ સારી થઈ છે. જે અત્યારસુધી નીચમાં ગણાતા તેવી જાતિના છોકરાઓ હવે સારૂં લખી, વાંચી, બોલી જાણે છે, એ જાણીને આપણે પણ આનંદ પામીએ છીએ. આ માટે આપણે **મહારાજાને** અભિનંદન આપીશું. અગર જો કે આ અભિનંદનમાટે આપણે એક ડેપ્યુટેશનથી તેમની રૂબરૂ જવાની અને આ ઉત્તમ કામમાટે રૂબરૂમાં સંતોષ જાહેર કરવાની જરૂર છે, પણ તેમ ન બને તો તાર કરીને પણ પાડ માનવા આગળ પડવાનું છે."

એ પછી વેદશાસ્ત્રસંપન્ન શાસ્ત્રી **નારાયણ** ગિરિધર વધુ બોલ્યા કેઃ—" **શ્રીમં**તના ફરજીઆત અને મફત કેલવણીના કાયદાથી તેમજ બાળલગ્ન બંધ કરવાના કાયદાથી તેમના રાજ્યના ચારે પ્રાંતમાં ઘણુંજ સારૂં પરિણામ આવ્યું છે. જે ચીજ જરૂરી છે તે દુઃખે પણ મેળવવી ઘટે છે, તો આ તો મફત મળે છે ત્યારે તેનો લોકો ઉપયોગ કેમ ન કરે ? આ માટે એ બંને કાયદા

સારૂ તે નામદારને અભિનંદન આપશો અને પૂરો આભાર માનશો." એ પછી એ ઠરાવ પસાર થએલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ ૬ઠ્ઠો.

## बाळलग्न अने वृद्धलग्न अटकाववा बाबत.

" આ સંમેલનનો એવો અભિપ્રાય છે કે બાળલગ્નથી થતાં અનિષ્ટ પરિણામો અટકાવવા માટે અને શાસ્ત્રોની આજ્ઞાનુસાર બ્રહ્મચર્ય પાલનના ઉત્તેજનાર્થે હવે સમય આવ્યો છે, તેથી વરકન્યાનાં લગ્નની ઉમરની હદ વધારવી. છોકરાની ઉમર ૧૮ વરસથી ઓછી અને ૪૦ વરસથી વધારે હોય ત્યારે, અને કન્યાની ઉમર ૧૨ વરસથી ઓછી હોય ત્યારે તેમના વિવાહ કે લગ્ન કોઈ માબાપે કરવાં નહિ. "

આ ઠરાવ વાંચી સંભળાવી રા. શિવશંકર બાપાલાલ રાવળ, બી. એ.એ જણાવ્યું કેઃ—" સજ્જનો ! બાળલગ્ન અટકાવી બ્રહ્મચર્ય પળાવવાનો સમય આવી પહોંચ્યો છે, તેનો ખરો અને પૂરો લાભ લેવાની જરૂર છે. આ બાબતના મારા વિચારો હું રોકી શકતો નથી. ભાઇઓ ! બાળલગ્નથી ૮ વર્ષની છોડી કમભાગ્યે વિધવા થાય છે, તે, પરણી હતી તે વાત સમજતી પણ નથી તે પહેલાં, સહૃદય માણસનું હૃદય ફાટી જાય તેવા " ચુડી ફોડ " આ શબ્દો તેને સંભળાવવામાં આવે છે. આ સાંભળતાં આપણું કાળજું કંપે છે, અને સંસારની નિઃસારતાનું ભાન થાય છે. આ બધાનું કારણ ફકત બાળલગ્નજ છે. આપણે જાણીએ છીએ કે બાળલગ્ન કરવાં તે સારૂં નથી, છતાં રૂઢિના બંધનથી તેને અટકાવી શકતા નથી. બાળલગ્ન છોકરાનું કેટલું લોહી ચૂસે છે તેના પુષ્કળ દાખલા મોજૂદ છે. આપણે આ ઘરગતુ સ્વતંત્રતા મેળવી શકતા નથી, અને ખરા વાજબી માર્ગે ચાલવામાં રૂઢિને તોડી શકતા નથી, તો બીજું શું કરી શકીશું ?

બ્રહ્મચર્યના ઘણા ફાયદા આપણે સાંભળ્યા છે, વાંચ્યા છે, અને વિચાર્યા છે, તથાપિ તેનો અમલ કરવામાં આપણે મોળા જણાયા છીએ. બ્રહ્મચર્યના પ્રતાપથી મહાન્ ભીષ્મે પોતાના મૃત્યુને થોભાવી રાખ્યું હતું ! (તાળીઓ.) હનુમાને દ્રોણ-ગિરિ ઉપાડીને આણ્યો હતો ! અને સૌથી તાજો અને આપના મોં સન્મુખનો દાખલો આપણા પ્રતાપી પ્રમુખશ્રી મહાત્મા નથુરામ શર્માનો તપાસો ! (તાળીઓ). તેમણે બ્રહ્મચર્યના તેજથી સર્વત્ર પોતાનો પ્રભાવ ફેલાવ્યો છે. બ્રહ્મચર્યહીનનું તેજ હોતુંજ નથી. આ આપણો પોતાનો બાંધેલો બંધ આપણે તોડી શકતા નથી, તાજુબી છે! બ્રહ્મચર્યનું રક્ષણ કરવાથી આશ્ચર્ય-કારક પરિણામ ઉપજે છે, છતાં આપણે તેનું રક્ષણ કરી તે પરિણામસુધી પહોંચતા નથી. ગૃહસ્થો ! દીવેલ કોઈ જગાપર ઢળે તો તે જગાનો દેખાવ ખરાબ થઈ જાય છે, પણ જો તેને કોડિયામાં રાખી વાયુરૂપ બનાવવામાં આવે તો તે ઉત્તમ પ્રકાશ આપી પોતાની સદ્ગતિ બતાવતાં અન્યને અંધકારમાંથી બચાવે છે, તેમજ જો વીર્યનો અકાળે નાશ કરવામાં કે કરાવવામાં આવે છે તો તે નકામું જાય છે, પણ જો તેને વશ રાખી ઉર્ધ્વ ચઢાવવામાં આવે છે તો તેનું ઓજસ્ થઇ બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે, એટલે બ્રહ્મજ્યોતિ પ્રકટે છે. (તાળીઓ)

કેટલાક દલીલ કરે છે કે નાનપણમાં અમારાં છોકરાંના વિવાહ ન થાય તો તે બહુ હલકું ગણાય, તેમને હું કહું છું કે એમ વિવાહ કરી મૂકવામાં કાંઈ બાધ નથી. બને તો વિવાહ પણ મોડા કરો, પણ ન બને તો વિવાહ કરી મુકો, પણ છોકરાની ૧૮ વરસની ઉમર પહેલાં લગ્ન તો નજ કરો, કારણ કે તે મુદ્દત-સુધી વીર્ય અપકવ હોય છે. પહેલાં ૨૪, ૩૬ અને ૪૮ વર્ષસુધીનુ બ્રહ્મચર્ય પાળવામાં આવતું, હાલ તો ૧૨ વર્ષે પણ તેની હદ રહી નથી, કેમકે

"કહેતા સો કરતા નહિ, મોંકા બડા લબાડ;
કાલા મુખ લે જાયગા, સાહિબકે દરબાર."

એ ઉખાણામુજબ બોલનારા ઘણું બોલે છે, પણ તેઓ જરાપણ ચાલતા નથી, તેમ આપણે કરવાનું નથી. અહિં ચાર દિવસ આનંદ કરી ચાલ્યા જવાનું નથી. આ પડઘા આપણા કાનમાં રમી રહે, અને હૃદયમાં ઉતરી જાય, ત્યારેજ બોલ્યું અને સાંભળ્યું પ્રમાણ ગણાય. આપણામાં એક એવું મંડળ બનાવો કે તે, "બાળ લગ્નનિષેધક મંડળ" ગણાય. એ મંડળે સામદામાદિ ઉપાયવડે બાળલગ્નને મારી હઠાવવાની જરૂર છે. હું એ મંડળનો પહેલો સભાસદ થઈશ, અને બાળલગ્ન અટકાવવા મદદ કરીશ."

એ પછી પાટણનિવાસી કવિ અંબાલાલ અનુમોદન આપતાં બોલ્યા કેઃ—

"આ એક અગત્યના, સ્તુત્ય, આદરણિય અને આચરણિય પ્રકરણને અનુમોદન આપતાં ખરેખર હું મને કૃતાર્થ થયો સમજુ છું. આ હાનિકારક રિવાજે આપણી અનેક રીતે પાયમાલી કીધી છે, કે જે દુઃખનાં ઝરતાં અશ્રુઓને સૂકાતાં હજુ સેંકડો વર્ષો જોઇશે. ગૃહસ્થો! સુગંધીદાર હેર ઑઈલની કંપનીઓ, કેશ કલપની દુકાનો, દાંતના ચોકઠાંની વખારો, ચશ્માંની વખારો અને પેટન્ટ દવાઓની પેઢીઓ દરેક વર્તમાનપત્રોદ્વારા અને અનેક રીતે બણગાં ફુંકે છે, પોકારો ઉઠાવે છે કે અમારી તીજોરીઓ ભરેલી રહેવાનું કારણ હિન્દુસ્તાનનાં બાળલગ્નોજ છે. સમજાયું હશે કે યુવાનીમાંજ તમારાં ડાચાં બેસી જવાથી તમને દાંતના ચોકઠાંની જરૂર પડે છે, યુવાનીમાંજ તમારી આંખોનું નૂર ઉડી જવાથી તમારામાંથી કેટલાઓ ચશ્માંના દાસ બની ગયા છે. યુવાનીમાંજ તમારા વાળ બગલાની પાંખ જેવા ઉજ્જ્વળ થઇ જવાથી તમારે કાળાકલપના રગડા માથે લગાવવા પડે છે, અને યુવાનીમાંજ તમારાં મુખારવિંદોની ઉપર કૃત્રિમ ચળકાટ લાવવાને માટે હેર-

ઑઈલથી પૉલિશ કરવું પડે છે. બંધુઓ ! આ બધાનું માન કોને આપવું ? એવું જો કોઈ મને પૂછે તો હું પ્રથમજ બાળલગ્નનું નામ બતાવી દઉં. આ સત્યાનાશક, પ્રજાવિનાશક અને નિંદ્ય રિવાજનું પ્રાબલ્ય ઓછું કરવાની ખાસ અગત્ય છે, એ કોઇનાથી અજ્ઞાત નથી. એ અધમતાથી ભરેલી રૂઢિનું પ્રાબલ્ય એટલે સુધી તો જામ્યું છે કે જેનાં માઠાં પરિણામોનાં હજારો દૃષ્ટાંતો દર વર્ષે તાજાં અને હૃદયભેદક તમારી દૃષ્ટિએ પડે છે, પણ પત્થરનાં હૃદયોપર એ દુઃખવાદળી વરસીને કેટલો વખત ભીનાં રાખી શકે !!!

અફસોસની વાત છે કેઃ—

## રોળાવૃત્ત.

આઠ વર્ષની માંહ્ય, સુત સુતા પરણાવે,
બાર વર્ષની માંહ્ય, પ્રેમનો પાઠ પઢાવે;
થાય ત્રીયાને તેર, પુરૂષને પંદર પૂરાં,
સીમંત ઉજવે ઘેર, વાગતાં વાદ્ય મધુરાં.–૧
ચૌદે ચતુરા કરે, પ્રસવ સુત કે સુતાનો,
કેમ ન નિર્બળ હોય, પુત્ર નિર્બળ પિતાનો;
કાંતો હોય કુરૂપ, ખોડ ખાંપણનો ભરીયો,
કાંતો થાય કપુત, દુરગુણ કેરો દરીઓ.–૨

ગૃહસ્થો ! એટલુંજ જણાવવું બસ થશે. અને મારૂં અનુમોદન આ હાનિકારક કુધારાને અટકાવવામાં લેશ પણ મદદ કરી શકશે તો હું મને કૃતકૃત્ય માનીશ.

**વ**ડોદરાના નામદાર **મ**હારાજા સાહેબે પણ બાળલગ્ન નિષેધક કાયદો કરીને બાળલગ્નનો અટકાવ કીધો છે, તેમજ **શા**રદાપીઠાધીશ્વર શ્રીમાન્ **શં**કરાચાર્ય મહારાજ **માધવતીર્થસ્વામી** એઓશ્રી પણ આ બાબતમાં હંમેશા પ્રયત્નશીલ છે. તેઓનાં જાહેર અનુમોદનો પણ હું મારી મદદમાં લેવાની તક લઉં છું."

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

# ઠરાવ ૭મો.

" આપણું વિદ્યા વૃદ્ધિ ફંડ મોટું કરવાની આવશ્યકતા છે. તેને માટે લૉટરીની પરવાનગી મેળવવા તેમ તે સંબંધે કાર્ય કરવા નીચે લખેલા ગૃહસ્થોની એક કમિટિ નીમવામાં આવે છે. તેમને તે સંબંધી સઘળા જરૂરી ઈલાજો લેવા તથા વાજબી ખર્ચ કરવા આ સમાજ અધિકાર આપે છે:—

૧ શ્રીમાન મહાત્માશ્રી નથુરામ શર્મા.
૨ જાગીરદાર મોતીલાલ અમૃતલાલ દેશાઈ.
૩ રા. બા. માધવરામ હરનારાયણ વ્યાસ.
૪ શ્રીયુત મંછારામ ભગવાનજી ભટ્ટ.
૫ ,, વિદ્યાશંકર કરુણાશંકર આચાર્ય.
૬ ,, દેવશંકર રામેશ્વર પંચોળી.
૭ ,, અંબાલાલ કેવળરામ વકીલ.
૮ ,, છગનલાલ કેવળરામ વકીલ.
૯ ,, ગણપતરામ અનુપરામ ત્રવાડી.

આ કમિટિને પોતાનામાં મેમ્બરોને વધારો કરવાની પરવાનગી આપવામાં આવે છે."

આ દરખાસ્ત મૂકતાં રા દેવશંકર રામેશ્વર પંચોળી બોલ્યા કે:-

" કેળવણીમાટે આપણી પાસે મોટા ફંડની ખાસ જરૂર છે. ચાણસમા મુકામથી શરૂ કરી આપણે નાણું ભરતા ભરાવતા આવ્યા છીએ, પણ આપણી જરૂરીઆત પૂરતાં નાણા આપણે એકઠાં કરી શકયા નથી. આપણી જ્ઞાતિ એકંદરે જોતાં ધનવાન્ નથી અને તેથી આપણે ઉઘરાણાથી પૂરતી રકમનું ભંડોળ એકઠું કરી શકીશું તે વિષે શક છે. આપણા જ્ઞાતિજનોને પોતાનાં બાળકોઉપર સંપૂર્ણ હેત છે. તેમને વિદ્યા આપવા અપાવવા ઇચ્છે છે, પણ સાધનોની તંગીમાં પોતાના વિચાર અમલમાં લાવી શકતા નથી; કારણ કે

"सर्वे गुणाः कांचनमाश्रयन्ते" એ વચનાનુસાર પૈસાની સર્વ સ્થાનમાં જરૂર છે. પૂર્વે રાજા મહારાજાઓ બ્રાહ્મણના એક વચને કરીને જોઈતાં નાણાં આપતા, તે સમય હાલ બદલાઈ ગયો છે, તેથી જેમ જ્ઞાતિમાંથી ફંડ કરવું મુશ્કિલ છે તેમ, રાજા મહારાજાને યાચીને ફંડ વધારવું પણ મુશ્કિલ છે. જુના વખતના જેવા ઋષિ આશ્રમો પણ નથી, કે ત્યાં સંખ્યાબંધ વિદ્યાર્થીઓ પળી શકે. આથી ગામડાંનાં બાળકો તો વિદ્યામાં ઘણાંજ પાછળ પડે છે. તેમને મદદ કરવાને સારૂ આવી લૉટરી કાઢી મોટી રકમ એકઠી કરવાની જરૂર છે."

એ ઠરાવને અનુમોદન આપતાં રા. અંબાલાલ કેવળરામ વકીલ બોલ્યા કે:-"હવે આપણામાં ઋષિઓ થવાની જરૂર છે, પણ તેવા પાકે ત્યાંસુધી જે નાણાં જોઈએ તે આવી લૉટરીથી આપણે સહેલથી મેળવી શકીશું. હમણાં માણસદીઠ કે ગામદીઠ ઉઘરાણું નાંખીશું તો તેમાં સફળ થવાનો જરા પણ સંભવ નથી, માટે આ રસ્તો સારો છે."

એ પછી કાઠીઆવાડ સમાચારના અધિપતિ રા. રેવાશંકર જગજીવન દવેએ કહ્યું કે:—"સત્ય હકીકત બહાર લાવી આપને જણાવવા હું ઉભો છું. આપણે ઔદીચ્યો રાજા કહેવાઈએ છીએ, છતાં આજે વિદ્યાજેવા કામમાં પણ આપણે નાણાંમાટે કશું કરી શકતા નથી. ત્રણ વર્ણોમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે, તો બીજી વર્ણો જાગ્રત્ થયા છતાં આપણે પડી રહેવું યોગ્ય નથી. મારા બચપણમાં વઢવાણમાં આપણું સંમેલન થયું હતું ત્યાં નાણાં ભરાયાં હતાં, પાછળથી મુંબાઈમાં પણ ભરાયાં હતાં, પણ તે પાછળથી ક્યાંઈ તણાઈ ગયાં. આમ ફંડોની અધોગતિ થાય તો પછી નાણાં કેમ ભરાય ?! પણ આપણો સમાજ હવે કાયદેસર મંડળના રૂપમાં વ્યવસ્થિત થયો છે, તો આ લૉટરીજેવા પ્રયોગો-વડે નાણાં મેળવીને ફંડને વધારવાની જરૂર છે. ટીપે ટીપે સરોવર

ભરાય છે, અને પ્રયત્ન કરનારના આગળ સઘળું સુલભ છે.” એ પછી વકતાએ ટીટોડાનો પ્રખ્યાત દાખલો સવિસ્તર કહી બતાવી સર્વને ફંડના સંબંધમાં આગ્રહથી મંડયા રહેવાનો બોધ કરી પોતાની બેઠક લેતા પહેલાં સૌને આ સ્થળે કાંઈક પણ દાખલા રૂપ ઉત્તમ કામ કરીને પછી વિદાય થવા ભલામણ કરી હતી.

એ પછી વે. શા. સં. શાસ્ત્રી નારાયણ ગિરિધર ઠાકર બોલ્યા કેઃ–

મફત મળે તે લેવા સૌ તૈયાર હોય છે, પણ કેવી રીતે મફત મેળવી શકાય તે વાત સૌ સરખી રીતે સમજી અને આચરી શકતા નથી. એ સંબંધમાં પ્રયાગના વૈશ્ય ગૃહસ્થો અમદાવાદ આવી મોટું ફંડ કરી ગયા હતા, તેનો દાખલો આપી વકતાએ સર્વને તેવા જુદા જુદા રસ્તા શોધી ફંડને વધારવા સમજુત કરી દરખાસ્તને ટેકો આપ્યો હતો.

એ ઠરાવને રા. અંબાલાલ કેવળરામે ટેકો આપ્યા પછી કવિ હરિશંકર બોલ્યા, કેઃ—“ભાઈઓ ! હવેજ હરિફાઈનો સમય આવ્યો છે. બીજી જ્ઞાતિઓનાં ફંડોકરતાં આપણું ફંડ યેન કેન સારે પ્રકારે વધારો” એ પછી ઠરાવ પસાર થયેલો જાહેર થયો હતો.

આ વખતે ડોકટર રા. સા. જગન્નાથ કેશવરામે હાજર થઈ પોતાને માટે સમાજે અભિનંદન આપનારો ઠરાવ આજરોજ પસાર કર્યો તેને માટે બે બોલ બોલવાની રજા માગી, અને બોલ્યા કેઃ– “ આપે મને સરકાર તરફથી મળેલા રાવ સાહેબના ખિતાબમાટે સરકારનો ઉપકાર માનવાનો અને મારી પ્રગતિ ઇચ્છનારો ઠરાવ પસાર કર્યો, તે સાંભળી હું હર્ષઘેલો થયો છું, તેથી મારે તેના બદલામાં આપનો કયા શબ્દોમાં આભાર માનવો તે મને સમજાતું નથી. મેં અત્યારલગી મારી ફરજ બજાવવામાં જે કાંઇ કર્યું હોય તેને આપ જ્ઞાતિસેવા માનીને મારે માટે જે બે બોલ ઉત્તમ બોલ્યા છો, તેમાંના એકેને લાયક મારૂં કામ નથી; પણ જેમ નામદાર સરકારે મોટા દિલથી મારા તરફ જોયું છે તેમ આપ પણ મોટા

દિલથી જોઇ મને માન આપો છો તેને માટે હું ઓશીંગણુ છું. સમાજે મારી પ્રગતિ ઇચ્છનારી આશિષ્ આપી છે તેને માટે હું આભારી છું. હું તન, મન, ધનથી હમેશાં સમાજનો સેવક છું. જ્ઞાતિસેવા એ મારી મૂળની ફરજ છે. અગર મારાથી સહેજ પણ બનવું મુશ્કેલ છે, પણ આપ મોટા મનથી તેને વધુ માની લ્યો છો, તે આપ સર્વની મારા ઉપરની પ્રીતિ જણાવે છે. જ્ઞાતિસેવા કરવાનો જેને અવસર મળે તે ભાગ્યશાળી છે, જેને તેવો અવસર ન મળે તે ભાગ્યહીન છે. કુટુંબની સેવા કરવી તે જેમ ફરજ છે તેમ જ્ઞાતિની સેવા કરવી તે પણ એક મુખ્ય ફરજ છે."

આ ભાષણ ચાલતું હતું તે દરમ્યાન ફંડમાં નાણાં ભરાવવાનું કામ પણ ચાલતું હતું. તેમાં રા. બ. માધવરામભાઇએ વ્યાજમાંથી વિદ્યાર્થીઓને પુસ્તકાદિ આપવા રૂ૦ ૧૦૦૦ અને રા. રા. મંછારામભાઇએ રૂ૦ ૧૦૦ વિદ્યાવૃધ્ધિમાં ભર્યા હતા; તે ઉપરાંત બીજા ઘણા ગ્રહસ્થોએ ભર્યા હતા, જેની ટીપ પરિશિષ્ટ ૧૦માં આપી છે, તે જોવાથી સવિસ્તર સમજાશે.

## ઠરાવ ૮મો.

"આ સમાજનું અગાઉની બેઠકોમાં એકઠું થયેલું દ્રવ્ય રાંદેરનિવાસી સ્વ. રા. કલ્યાણજી નારાયણજીને ત્યાં છે. તે રકમ વસુલ કરવા તજવીજ માટે નીચે લખેલા ગૃહસ્થોની કમિટિએ રાંદેર જઈ તે સંબંધે સ્વ. રા. કલ્યાણજીભાઈના વારસોને ત્યાંના જ્ઞાતિભાઈઓની મારફતે અથવા સીધી રીતે મળીને તેમની પાસેની સમાજની લહેણી રકમ મેળવવાને જે જે કરવું ઘટે તે કરવું.

શ્રીયુત ગણપતરામ અનુપરામ ત્રવાડી.
રા. સા. ડૉકટર જગન્નાથ કેશવરામ ભટ્ટ.
શ્રીયુત મંછારામ ભગવાનજી ભટ્ટ.
,, દામોદરદાસ સાંકળેશ્વર રાવળ.

,, અંબાલાલ કેવળરામ વકીલ.
,, વિદ્યાશંકર કરુણાશંકર આચાર્ય.
,, બાપાલાલ છગનલાલ દવે.
,, દયાશંકર મોતીરામ જાની."

આ ઠરાવ પ્રમુખસ્થાનથી આજ્ઞા થવાથી રજુ થયો હતો, તેથી તે પસાર થએલો જાહેર કરવામાં આવ્યો હતો.

આ ઠરાવ પસાર થયો કે તુરત સમાજના ઉપપ્રમુખ રા. બા. માધવરામભાઇ રાંદેર જઈ સ્વ. રા. કલ્યાણજીના ભાઈ અને વારસ રા. મોરારજીને મળ્યા, અને રૂ. ૮૨૦ બાકી કાઢી આપેલો રા. કુલ્યાણજીની સહીનો કાગળ બતાવ્યો, તથા હાલ તે રકમ દઇ માંડવાળ કરવાનું સમજાવતાં તે સમજુ ગ્રહસ્થે (રા. મોરારજીએ) તરત તેટલી રકમ રાવ બહાદુરને ગણી આપીને પોતાના સ્વર્ગસ્થ ભાઈને ઋણમુક્ત કર્યા, તથા પોતાની પવિત્ર મનોવૃત્તિ જણાવી.

આ બાબતમાં રા. બ.ની પૂર્ણ દક્ષતા અને રા. મોરારજીની શુદ્ધ બુધ્ધિ એ બંને પ્રશંસાપાત્ર હોવાથી આમ સહેજમાં સમાજે હાથ ધરેલી બાબતનો ઘણો સારો અંત આવી ગયો. રા. મોરારજી રૂા. ૪૫) આપી સમાજમાં સભાસદ પણ તેજ વખતે થયા.

## ઠરાવ ૯મો.

"આ સમાજ ઠરાવે છે કે, આપણે આપણા પૂર્વજોતરફથી મળેલા અને સાચવી રાખેલા અમૂલ્ય વારસાતરીકે આપણાં વેદોક્ત નિત્યકર્માદિનું યથાવિધિ અનુષ્ઠાન ચાલુ રાખવાને બને, તે સારૂ આપણા કુળગુરુઓ વિદ્યાસંપન્ન રહે તેવી યોજના કરવી."

આ ઠરાવ રજુ કરતાં શાસ્ત્રી નારાયણ ગિરિધર બોલ્યા કેઃ—

"આપની આગળ આ ઠરાવની સાથે પ્રતિજ્ઞા પત્રકો પણ રજુ થયાં છે (આ વખતે છાપેલાં પ્રતિજ્ઞા પત્રકો દરેકને આપવામાં આવ્યાં હતાં, જેમાં બાળલગ્ન, પ્રેતભોજન, કન્યાવિક્રય

અને અનિવાર્ય પ્રયોજનવિના એક જીવતી છતાં બીજી સ્ત્રી, ન કરવાની પ્રતિજ્ઞાઓ હતી.) તે પત્રકો આપ ભરી આપી તે પ્રમાણે ચાલવાનું આજથી શરૂ કરશો. સિધ્ધપુરમાં કરેલી પ્રતિજ્ઞાઓ-પ્રમાણે આપ ચાલો છો, અને આજે આ રજુ થયલી પ્રતિજ્ઞા પણ પાળશો. આથી ષટ્કર્મ કરવાને દૃઢતા કાયમ રહેશે. નિત્ય-કર્માદિ કરવાથી ઉન્નતિ સધાય છે. તે સાધવા માટે અડગ નિશ્ચયથી પ્રયત્નશીળ થવું જોઇએ. કેટલીક વાર મોટી વયના જેઓ સંધ્યા શીખેલા હોતા નથી, તેમને શીખવાની ઇચ્છા છતાં શીખવનાર મળતા નથી, એવી બૂમ સાંભળવામાં આવે છે. આ બાબતમાં એઓને શીખવવાનો બોજો હું કુળગુરુઓને શિર નાખવા ઇચ્છું છું. તેઓ તે કામ સરળતાથી કરી શકશે, અને તેથી સર્વ નિત્ય-કર્મમાં પ્રવૃત્ત થઇ શકશે."

આ દરખાસ્તને ટેકો આપતાં ભાવનગર શામળદાસ કોલેજના પ્રોફેસર રા. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ એમ. એ. બોલ્યા કેઃ- "મને પ્રશ્નોરા જ્ઞાતિના માણસને આપના સમાજમાં બોલવાનો સમય આપવા માટે હું આપનો ઉપકાર માનું છું. નિત્યકર્મ દરેક વિપ્રે કરવાં જોઈએ એ ઠરાવને હું અનુમોદન આપું છું. ધર્મ એ ગહન વિષય છે. હિંદમાં ચર્ચાતા જુદા જુદા વિષયોમાં "હિંદનો ભાવી ધર્મ" એ મહાન્ ગંભીર વિષય છે, અને ખરેખર ગુંચવણભરેલો પ્રશ્ન છે. ગઈ સાલ ભાવનગરના દક્ષિણામૂર્તિ–વિદ્યાર્થિભવનના વિદ્યાર્થીઓને દેવળોનું અવલોકન કરાવ્યું, તેમાં માલમ પડયું કે સેંકડે ૯૯ દેવળોમાં પૂજારીઓ નિરક્ષર હતા. તેઓ નિરક્ષર હોઈ પોતાના દેવની યોગ્ય પૂજા કરી શકતા નહોતા. આવા પોતાના ધંધાથી પણ અણવાકેફ પુરુષોને ધર્મની બાબતમાં મહત્તા અને અગ્રતા મળવાથી તેઓને હાથેજ ધર્મની અધોગતિ સહેલથી થાય છે. આપણાં બાળકો તેમનું જોઈને શીખે છે, અને તેઓ તો ધર્મના વિષયથી બીલકુલ અજ્ઞાત

છે. હવે આપણાં બાળકો જે તેમનું અનુકરણ કરનારાં છે, તેમનામાં ધાર્મિક સંસ્કાર કેવા આવશે ? ધર્મ જરા વાર સંભારી પછી બાંધી પડીકું વાળી પેટીમાં રાખી મૂકવાજેવો વિષય નથી. તેને નિત્ય નિરંતર આચારમાં ચાલુ રાખવા પ્રયત્નશીલ રહેવાનું છે. ગાયત્રી આદિના ખોટા ઉચ્ચારવાળા અને સંધ્યા વગેરેના અયોગ્ય આચારવાળા આપણું શું ભલું કરી શકશે ? ! આટલા માટે કુળગુરૂઓ ધર્મના શિક્ષણથી સંપૂર્ણપણે જ્ઞાત જોઈએ, એટલુંજ નહિ પણ ચાલુ જમાનાની પણ તેમને માહિતી હોવી જોઈએ. આમ આ વિષય વિશાળ છે પણ વધુ વખત ન હોવાથી ઠરાવને ટેકો આપી હું વિરમું છું."

એ પછી હડીઆણાનિવાસી કવિ શંભુરામ લાલજીએ વિવેચન કરી દરખાસ્તને ટેકો આપ્યા બાદ ઠરાવ પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો, અને તે સાથે તે દિવસનું કામ પૂરૂં થયેલું જણાવી સમાજ છૂટો પાડવામાં આવ્યો હતો.

---

## ત્રીજો દિવસ.

### ફાગણવદિ ૫ ગુરૂવાર, તા૦ ૨૭-૩-૧૩.

આજે સમાજ મળવાનો છેલ્લો દિવસ હતો, અને તમામ કામો આટોપી લેવાનાં હતાં, તે માટે સવારના ૮॥ વાગે માળવીની વાડીમાં મહાત્માશ્રીના પ્રમુખપણા નીચે વ્યવસ્થાપક મંડળ મળ્યું હતું. ત્યાં, તે દિવસના સમાજમાં ચર્ચવાના સવાલોનું નિરાકરણ થઇ તેની રૂપરેખા ઘડવામાં આવી હતી. પ્રમુખશ્રીએ સમાજના ફંડમાં આગલી સાલે આપેલા રૂા. ૨૦૦૦)ને વધારી તે રકમ આ વેળા રૂા. ૧૦,૦૦૦)ની કરી આપવા જાહેર કરવાથી તમામ સજ્જનો પરમ હર્ષ પામ્યા હતા. વ્યવસ્થાપક મંડળનું કામ છેક બાર વાગ્યે પૂરૂં થવાથી તે દિવસની સમાજની બેઠક ૨॥ વાગે રાખવાનો ઠરાવ થયો હતો, અને પછી સૌ ભોજનમાં પ્રવૃત્ત થવા છૂટા પડયા હતા.

આગલા દિવસોની પેઠે આજે પણ ઠરાવેલે સમયે તમામ સજ્જનોથી સભાસ્થાન ચિકાર ભરાઈ રહ્યું હતું. બરાબર ૨ા વાગતાં પ્રમુખશ્રી પધારતાં તેમને સર્વેએ ઉભા થઈ હર્ષનાદથી હર હર મહાદેવની ગર્જનાઓમાં વધાવી લીધા હતા. પ્રમુખશ્રીએ પોતાની તરફના **સ**માજ ફંડમાં આપેલા મોટા ફાળાથી ઉપકારમાં દબાયલા ભૂદેવોએ આજે પોતાનો અંતરનો ખરો હર્ષ અને ઉત્તમ પ્રેમ જણાવવામાં બાકી રાખી નહોતી, જે આગળ ઉપર આજના ઠરાવોથી પુરેપુરો સમજવામાં આવશે.

**સ**માજમાં પ્રમુખશ્રી પધાર્યા કે તરતંજ રા૦ **ગ**ણપતરામ-ભાઈએ નિત્ય નિયમ પ્રમાણે શ્રીવેદ તથા શ્રીસરસ્વતીનું પૂજન કરી, અગ્રભાગ (ડાઇસ)પર આવી, આવતી કાલે એટલે તા૦ ૨૮-૩-૧૩ને દિવસે પોતાને ઘેર સમગ્ર **સુ**રતના અને આસપાસના ગામોના બ્રાહ્મણોનું બ્રહ્મભોજન ઠરાવેલું હોવાથી **સ**માજના તમામ પુરુષો-પ્રતિનિધીઓ, પ્રેક્ષકો તથા મહિલામંડળ વગેરે સર્વને પરસ્પર સદ્‌ભાવ અને સમાગમનો લાભ મળે માટે ભોજન લેવાને વિનતિ કરી. આ **સ**માજ મેળવવામાં તેમણે બહુ ભારે શ્રમ ઉઠાવેલો જોઈને, તેમની આ સમયોચિત માગણી **સ**માજે હરહર મહાદેવના જયધ્વનિથી વધાવી લીધી હતી.

ત્યારપછી **સુ**રતમાં વસતા **ઔ**દીચ્ય બ્રાહ્મણોમાંના સુરતી તડના ગૃહસ્થોનું પરમ દિવસ તા૦ ૨૯-૩-૧૩ના દિવસે **સ**માજને પોતાના તરફનું ભોજન સ્વીકારવાનું નિમંત્રણ આવતાં ઉપપ્રમુખ રા. બ. **મા**ધવરામભાઈ બોલ્યા કેઃ—"ભાઈઓ ! અહિંના સુરતી તડમાં બે પક્ષ પડી ગયા હતા, અને તેઓ તદ્દન જુદા પડી ગયા હતા. તેમનું વૈમનસ્ય વધી જઈ બહુ ખરાબ અસર થાય તેવી સ્થિતિએ પહોંચ્યું હતું. આપણા **સ**માજના આગેવાનો એ વૈમનસ્ય દૂર કરવા પ્રબળ ઇચ્છાવાળા થયા. તે ઉપરથી એ બન્ને પક્ષના આગેવાનોને એ બાબતમાં વિનતિ કરતાં તે ડાહ્યા, વૃદ્ધ અને અનુ-

ભવી આગેવાનોએ **સમાજની** તે વિનતિ સ્વીકારી છે, પણ તેના બદલામાં તેઓ શરત કરી રહ્યા છે કે સમાજે તા૦ ૨૯મી શનિવારને રોજે તેમનું ભોજન સ્વીકારવું, માટે આપ સર્વ હવે તે સ્વીકારી બંને તડો ભેગાં થાય એ ઇચ્છશો. આ બોલોને હરહર મહાદેવના ધ્વનિથી વધાવવામાં આવ્યા હતા. આમ સમાજને બીજા બે દિવસ સુધી પ્રીતિભોજનનો સ્વીકાર કરવો પડયો હતો—જોકે ઘણા અટકાવવાળા ગૃહસ્થોને જવાને છૂટ મુકવામાં આવી હતી.

તે પછી રાજ સાહેબના હજૂર આસિસ્ટંટ રા. રા. મણિશંકર ગૌરીશંકર ભટ્ટ બી. એ. એલએલ. બી. એમણે ધ્રાંગદ્રાથી રા. ગણપતરામભાઇઉપર પત્ર લખીને તથા રા. જીવનરામ જેશંકર ભટ્ટ બી. એ. એલએલ. બી૦ એમણે તાર કરીને ભાવનગરતરફથી તા૦ ૧૫–૫–૧૪ના અરસામાં ભાવનગરમાં સમાજ મેળવવાની માગણી કરી હતી તે જાહેર કરવામાં આવતાં તે સજ્જનોની જ્ઞાતિ-ઉન્નતિ માટેનો તેમનો ઉત્સાહ જાણી સભાએ હર્ષનાદ કર્યો હતો.

તે પછી રા. ગણપતરામભાઇએ અગ્રસ્થાનપરથી જાહેર કર્યું કે આગલી સાલમાં અમદાવાદના સંમેલન સમયે રૂા. ૫૦૦ આપ્યા છે, તેમાં આજે બીજા રૂા. ૧૦૦૦ એવી શરતે ઉમેરવા માગું છું કે એ બધા ૧૫૦૦ રૂા.નું વ્યાજ છૂટક ઇનામોમાં વાપરી ન નાંખતાં તેના સામટા વ્યાજમાંથી એક સ્કૅાલરશીપ સ્થાપવી; અને તે હાઇસ્કુલમાં ભણતા વિદ્યાર્થિને મેટ્રિક કે સ્કુલ ફાઇનલ પાસ થતા સુધી ચાલુ રહે તેવી રીતે આપવી અથવા વહેંચવી. મારી અહિંની જ્ઞાતિમાં હું એક પણ ગ્રાજ્યુએટ જોતો નથી, તેથી એ સ્કૅાલરશીપનો ઉપયોગ સુરતના અમદાવાદી તડના વિદ્યાર્થીના લાભમાં કરવાને પહેલી તક લેવી. તેવા વિદ્યાર્થી અહિં ન મળે તો સમસ્ત જ્ઞાતિમાંથી ગમે તે લાયક વિદ્યાર્થીઓ તેનો ઉપયોગ કરી શકશે. તેમની આ ભેટને જયધ્વનિથી વધાવી લેવામાં આવી હતી.

# ઠરાવ ૧૦મો.

# श्रीमन् नथुराम शर्माने समाजना महाश्रयदाता ठराववानो.

" આ સમાજ પૂજ્યપાદ શ્રીમન્ નથુરામ શર્માને પોતાના મહાશ્રયદાતા અને કાયમના માન્યવર પ્રમુખ ઠરાવે છે. "

આ દરખાસ્ત કોણે રજુ કરવી તે બાબતમાં સવારે વ્યવસ્થાપક મંડળમાં બહુ સ્પર્દ્ધાંકિત જુસ્સો ફેલાયો હતો. આ અતિ ઉત્તમ અને મહારાજશ્રીના નામથી પવિત્ર થયેલી દરખાસ્ત રજુ કરવાને જુદા જુદા પુરુષોએ દ્રવ્ય આપીને તેનો હક મેળવવાને ઉલટ બતાવી હતી. દ્રવ્ય આપીને દરખાસ્ત મૂકવાને તૈયાર થયેલાઓમાં સૌથી અગ્રસ્થાને આવનાર સુરતનિવાસી વકીલ રા. જમિયતરામ નરભેરામ ત્રવાડી હતા. તેમણે રૂા. ૩૦૧) આપી એ હક પ્રાપ્ત કર્યો હતો. તેઓ દરખાસ્તના સમર્થનમાં બોલ્યા કે:—"મહારાજશ્રીએ આપણા સમાજપ્રત્યે ઉદારતા બતાવી છે, તે અનુપમ છે. એવા અસાધારણ મહ-ત્વની દરખાસ્ત મૂકવાનું માન મને મળ્યું છે તે માટે હું મારું અહોભાગ્ય માનું છું, અને મારા જીવનનું સાર્થક્ય સમજું છું. ગઇસાલ તેઓશ્રીએ આપેલા રૂા. બે હજારને વધારી તે રકમ ૧૦ હજારની કરી આપી છે. (તાળીઓ.) આ પ્રમાણે બોર્ડિંગનો પાયો મજબૂત કરીને તેઓશ્રીએ આપણા ઉપર નિઃસીમ ઉપકાર કર્યો છે, એટલુંજ નહિ પણ એઓશ્રી સમાજના હિતમાં જે લાગણી ધરાવે છે, અને અત્યારસુધીમાં એઓશ્રીએ તન, મન અને ધનથી સમાજની જે સેવા બજાવી છે અને ભવિષ્યમાં પણ બજાવતા રહેશે એ બધી હકીકત ધ્યાનમાં રાખી આપ હર હર મહાદેવના જયઘોષવચ્ચે આ દરખાસ્ત પસાર કરશો એવી આપને માટે મારી ખાત્રી છે.

(તાળીઓ અને હર હર મહાદેવનો પોકાર.) આ રૂ.ના વ્યાજમાંથી બોર્ડીંગની વ્યવસ્થા રાખવાની છે. જે શરતોએ આ નાણું આપ્યાં છે, તે શરતો મારી પાછળ રા. ભાઈશંકરભાઈ ઉભા છે તે વાંચી સંભળાવશે."

રા. **ભાઈશંકર ધનજી દવેએ ઉભા થઈ પ્રમુખશ્રીને પ્રણામ** કરી સર્વ સભાજનોને નમસ્કારપૂર્વક **મ**હારાજશ્રીના તરફનાં આવેલાં નાણું બાબતની શરતો નીચે મુજબ વાંચી બતાવી: —

"**શ્રી** ભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજમાં પૂજ્યપાદ મહારાજશ્રી **ન**થુરામશર્માએ આપેલા દશ હજાર રૂપીઆની શરતો:—

૧ રૂા. ૨૦૦૦) પ્રથમ ગઇ સાલ આપેલા છે તે સાથે હવે પછી આ સાલ રૂા. ૮૦૦૦) આપી તે એકઠી થયેલી કુલ રૂા. ૧૦,૦૦૦) દશ હજારની રકમ "શ્રીમન્નથુરામશર્મા ઔદીચ્ય વિદ્યાર્થિભવન, અમદાવાદ"ના ખર્ચમાટે બંધારણ પ્રમાણે સરકારી પ્રૉમીસરી લોનમાં રોકવી, અને તે રકમના વ્યાજની રકમ ઉપર લખ્યા ભવનના ખર્ચમાં દર સાલ વાપરવી.

૨ દર સાલ આ ભવનના ખર્ચનો હિસાબ તપાસવા એક હિસાબ તપાસનાર મહારાજશ્રી અગર તેઓશ્રી જેમને કાયમનો કે કામચલાઉ અધિકાર આપે તે નીમે, અને બીજા બે હિસાબ તપાસનાર ઉપરોક્ત **ઔ**દીચ્ય બ્રહ્મસમાજ બંધારણપ્રમાણે નીમે.

૩ વાર્ષિક રિપોર્ટમાં આ હિસાબ દર સાલ છપાવી બહાર પાડવો.

૪ ઉપરોક્ત વિદ્યાર્થિભવનની સુવ્યવસ્થા ન હોય, અગર કોઈ બીજા અનિવાર્ય કારણથી ભવન બંધ કરવું પડે, તો આ દશ હજારની રકમનું વ્યાજ **મ**હારાજશ્રી અગર તેઓશ્રી જેમને કાયદેસર કાયમનો કે કામચલાઉ અધિકાર આપે અથવા આપ્યો હોય તેમની સંમતિ લઇ **ઔ**દીચ્યોની વિદ્યાવૃદ્ધિમાં વાપરવું.

૫ સદરહુ ભવનની વ્યવસ્થા **ઔ**દીચ્યના સનાતન ધર્મને અનુસરીને કરવાની છે."

એ વાંચી રહ્યા પછી તેમણે કહ્યું કે " મહારાજશ્રીના આશ્રમની વ્યવસ્થાપક કમિટિમાંનો હું એક સભાસદ છું, તેની રૂઈએ એકવાર આશ્રમનો હિસાબ હું તપાસતો હતો ત્યારે મહારાજશ્રી પોતે પ્રવાસમાં પધાર્યા હતા છતાં એક માસ એવો હતો કે તેમાં ઉપજ કરતાં ખર્ચ વધારે થયો હતો. આવી સ્થિતિમાં નાણાંના ઢગલા તેઓશ્રીપાસે ન હોય એ ખુલ્લું છે, છતાં આપણને એક મોટી રકમ ઉદારભાવે બક્ષીશ કરવામાટે તેમનો આપણે જેટલો પાડ માનીએ તેટલો ઓછો છે.

હવે હું ફંડની મદદની બીજી બાજુતરફ વળું છું. આપણા માટે ફંડ કરવું હોય તો આપણે પોતે પહેલાં તેમાં ઝંપલાવવું જોઇએ. વઢવાણના રબારીઓ વર્ષમાં એકવાર પોતાના વલોણાનો વારો પોતાના મહંતને આપે છે. આથી મહંતમાટે મોટી રકમ થાય છે, અને રબારીઓને તે ભાર પડતો જણાતો નથી. આપણે પણ વિદ્યાવૃદ્ધિમાટે એવીજ યોજના કરીએ તો નાણાંની તંગી રહેશે નહિ. હું આજથી દરસાલ ૧) રૂા. સમાજમાં યાવજ્જીવન આપવા પ્રતિજ્ઞા કરૂં છું ( તાળીઓ. ) ખોજા લોકો પોતાની કમાઈમાંથી દશાંશ ભાગ પોતાના ગુરુ આગાખાનને દરસાલ આપે છે. આમ આપનારી રબારી કે ખોજાજેવી કોમ કદી ભૂખે મરતી જણાતી નથી, તો આપણે પણ તેમને રસ્તે ચાલવું યોગ્ય છે. "

આ માનભરી દરખાસ્તને ટેકો આપવાનું બીજા નંબરનું માન અમદાવાદના સુપ્રસિદ્ધ ગૃહસ્થ દામોદરદાસ સાંકળેશ્વર રાવળે મેળવ્યું હતું. તેમણે એ નંબર મેળવવાની સ્પર્ધામાં રૂા. ૨૦૧) ભર્યા હતા. તેમણે પોતાના હમેશના ઠાવકા અને મુદ્દાપર બોલવાના સ્વભાવથી અનુમોદન આપ્યું હતું.

રૂા. ૫૧ ભરીને એ દરખાસ્તને અનુમોદન આપવામાં ત્રીજો નંબર મેળવનાર, ઉપરોક્ત ઉદાર, વિદ્યાવિલાસી અને ગુરુભક્ત

વકીલ જમિયતરામના જ્યેષ્ઠ પુત્ર રા. ચંપકલાલ હતા. તેમણે પોતાના પિતાને પગલે ચાલી આ દરખાસ્તનું સમર્થન કર્યું હતું.

આખરનું વિશેષાનુમોદન આપવામાં ચુડાનિવાસી આચાર્ય કેરસનજી જીવરામે રૂા. ૨૫ ભર્યા હતા. તેમણે વિશેષાનુમોદન આપ્યા પછી એ દરખાસ્ત પસાર થઈ હતી.

## ઠરાવ ૧૧મો.

# अमदावादना विद्यार्थिगृहने महात्मानुं नाम आपवानो.

"આ સમાજ ઠરાવ કરે છે કે અમદાવાદખાતેના આપણા વિદ્યાર્થિગૃહનું નામ આજથી હમેશને માટે "श्रीमन्नथुराम शर्मा औदीच्य विद्यार्थिभवन" રાખવું."

આ ઠરાવનો પ્રસ્તાર કરનાર રા. દામોદરદાસ સાંકળેશ્વર રાવળ હતા. અનુમોદન આપનાર રા. વિદ્યાશંકર કરુણાશંકર આચાર્ય હતા, અને વિશેષાનુમોદન આપનાર રા. તુળજારામ દયાશંકર વૈદ્ય હતા. એ ત્રણે ગૃહસ્થોએ પોતાનું સમયોચિત ભાષણ ટુંકામાં પતાવ્યું હતું, કારણ કે આ સંબંધમાં લાંબું ભાષણ સોનાને રસવાજેવું હતું,—પણ એથી રા. સા. લાભશંકર શામળભાઈ બી. એ. અટકી શકયા નહિ. તેમણે ખાસ ભાર દઈને જણાવ્યું કે:– "ભાઈઓ! નાણાં ખરચવાના અનેક રસ્તા છે. કોઈ મંદિરો બંધાવે છે, તો કોઇ બ્રાહ્મણોને જમાડે છે; એક કુવો બંધાવે છે, તો બીજો ધર્મશાળા બંધાવે છે; એક ટાઈટલ (ઇલકાબ) મેળવવામાં દ્રવ્ય ખર્ચે છે, તો બીજા સંતાન-પ્રાપ્તિમાં વાપરે છે. આમ જુદી જુદી દૃષ્ટિથી જુદી જુદી રીતે ખર્ચાતા ધનનો પ્રવાહ, જ્ઞાતિનાં બાળકોના વિદ્યાદાનમાં જે પુરુષ

ખર્ચે–અને તે પોતે લાભ મેળવવાની જરા પણ આશા રાખ્યા વિના ખર્ચે–તેનાં મહાભાગ્ય છે. દુનીઆદારીની જુદી જુદી ઈચ્છાઓ પૂર્ણ કરવા તરફ રેલાતો ધનનો પ્રવાહ આવા વિદ્યા-વૃદ્ધિના કામમાં રેલાતાં તે પુણ્યપ્રવાહમાં પોતાની જાતનું બલિદાન આપનાર અને અન્યને તેનો પાઠ શીખવનાર મહા-પુરુષના નામસાથે ભવનને જોડીને આપણે ભવનને પણ પવિત્ર બનાવીએ છીએ. ભગીરથના પ્રયત્નથી ભાગીરથી નામ ગંગાએ ધારણ કર્યું છે, તેમ આપણું વિદ્યાર્થિગૃહ પોતાનું નામ એક પવિત્ર પુરુષના નામસાથે જોડીને જરૂર પવિત્ર બને છે." એ પછી ગ્રીક તત્ત્વવેત્તા સૉક્રેટીસનાં થોડાં વચનો યાદ કરી તેમણે પોતાનું ભાષણ બંધ કર્યા પછી ઠરાવ પાસ થયેલો જાહેર થયો હતો.

## ઠરાવ ૧૨મો.

## अमदावादना "श्रीमन् नथुराम शर्मा औदीच्य विद्यार्थि भवन"ने अने अन्य बोर्डिंगोने मददनो.

"क. સમાજના અમદાવાદખાતેના વિદ્યાર્થિભવનમાટે મકાન ભાડું, નોકરખરચ કંટીજંટ વગેરે માટે સમાજફંડમાંથી દર માસે રૂા. ૨૫ તથા દર વિદ્યાર્થિદીઠ માસિક રૂા. ૩) મદદખરચ આપવો. વિદ્યાર્થિ પાસેથી દરમાસે માત્ર રૂા. ૫) જણદીઠ લવાજમના લેવા."

"ख. સુરતખાતેના પાલવાડા બોર્ડિંગને નોકરખરચ, મકાન-ભાડું અને કંટીજંન્ટ ખરચનો ત્રીજો ભાગ સમાજના ફંડમાંથી આપવો."

"ग. જ્યાં જ્યાં હાલમાં આપણી જ્ઞાતિની બોર્ડિંગો હોય, અગર હવે પછી નવી ખોલવામાં આવે, તેવી એક વરસથી

ચાલતી આવેલી દરેક બોર્ડિંગના મકાનભાડું, નોકર ખરચ અને કંટીજંટમાં થતા ખરચના ત્રીજા ભાગસુધી **સમાજફંડ**માંથી આપવું."

આ ઠરાવનો પ્રસ્તાર કરનાર **અમદાવાદ**નિવાસી જાની **નાનાલાલ** દેવશંકર હતા. તેઓએ પોતાના અનુભવને જાહેર કરતાં કહ્યું કે:—" આ આપણું **અમદાવાદ**નું વિદ્યાર્થિભવન જે મહાત્માના નામની સાથે જોડાવાથી પવિત્ર થયું છે. તે ગઈ કાલે છેલ્લા શ્વાસ લેતું મરણોન્મુખ થયું હતું, અને આજે તો તે તદન બંધ પડવાના છેલ્લા બોલો બોલવાની અણિપર હતું, પણ એ મહાપુરુષના નામની મૃતસંજીવની ધારા છૂટતાં અત્યારે તે એક મહાન્ યોદ્ધાને લાયક યુવાન વયના જેવું સતેજ અને કાર્યક્ષમ ગણાઈ **સમાજ**ના પૂરતા આશ્રયનું પાત્ર અને ભોકતા થયું છે. એ ભવનમાં રહેતા વિદ્યાર્થિઓને પહેલાં દરમાસે રૂા. ૮) ભરવા પડતા, તે આંકડો ભારે હોવાથી તેનો લાભ લેનારા બહુ ન થવાથી તે આંકડો કમી કરી દરમાસે રૂા. ૬ ઠરાવવામાં આવ્યો હતો, પણ હવે ફક્ત પાંચ રૂપીઆ દરમાસે લેવાશે, તેથી તેનો લાભ હવે ઘણાં બાળકો લેશે, અને ભવન સ્થાપનારની શુભ આશાઓ ફળીભૂત થશે એ ખુશી થવા જેવું છે." તે પછી પહેલવહેલાં **સમાજ** મેળવવામાં તેમણે અને તેમના અંગતમિત્રોએ કરેલા પ્રયત્નબાબત થોડું વિવેચન કરીને તે શરૂ થયેલો **સમાજ** આવી ઉંચી સ્થિતિએ પહોંચેલો જોવાને પોતાને ભાગ્યશાળી માની તેમણે બેઠક લીધી હતી.

ત્યારબાદ રા. **ડાહ્યાભાઈ** ઓઘલરામ શુકલ સરસવણીવાળા અને રા. **નથુરામ** લલ્લુરામે, પોતાની તરફથી ઠરાવના ટેકામાં જણાવ્યું હતું કે, ગામડાંમાં વસતા જ્ઞાતિજનોને આવાં મધ્યસ્થ બોર્ડિંગોથી ઘણો લાભ છે, અને તેમણે ખાસ તેનો લાભ લેવો જોઈએ. એ પછી ઠરાવ પસાર થયેલો જાહેર થયો હતો.

# ઠરાવ ૧૩મો.

## गामडामां पंचो स्थापी ते द्वारा समाजना ठरावो फेलाववानो.

"क. દરેક ગામની ઔદીચ્યજ્ઞાતિએ પોતાના જ્ઞાતિસમૂહની પ્રાંતિક સમાજો મુકરર કરવી, અને એ પંચાયતોદ્વારા સમાજના ઠરાવોને અમલમાં મૂકવાની સર્વ તજવીજ કરવી એવી ભલામણ આ સમાજ કરે છે."

"ख. અત્યારસુધીના ઠરાવોનું એકીકરણ છપાવીને દરેક જ્ઞાતિપંચતરફ મોકલી આપવું, અને હવે પછી પણ તે વહીવટ ચાલુ રાખવો."

આ ઠરાવનો પ્રસ્તાર કરતાં રા. સા. લાભશંકર શામળભાઈ, બી. એ. નાંદોલવાળા બોલ્યા કેઃ—"આપણે ઠરાવો પસાર કરીએ છીએ તેને ગામેગામ અને ઘેરેઘેર પહોંચાડવા જરૂરના છે, જેથી સઘળા જ્ઞાતિભાઈઓ વાકેફ થઈ તેનો અમલ કરે. એમ સર્વ ભાઈઓને જણાવવા અને સમજાવવામાટે આ ઠરાવ રજુ થયો છે. ગામેગામ જ્ઞાતિપંચો તો છેજ. તેને આજે આપણે નવાં બનાવવાની માથાકૂટ કરવાની નથી. એ જુનાં પંચોમાં નવો જુસ્સો દાખલ કરવાનો છે. પાછલાં બંધારણો શિથિલ થઈ ગયાં છે, તેમને સુધારી રીપેર કરવાનાં છે, અને ઉપયોગી કાર્યક્ષમ બનાવવાનાં છે. આવો સુધારો આપણાં તે પંચોમાં નહિ કરીએ તો જમાનાની હરોલમાં આપણે ટકી શકીશું નહિ, પણ પાછળ પડીશું, માટે આપ સર્વ પોતપોતાને વતન ગયા પછી આ ઠરાવનો અમલ થાય તે માટે, દઢ અને કાર્ય કરે તેવી પેટા સમાજો ઉભી થાય, વધે અને મજબૂત થાય તેવી હરેક તજવીજ જરૂર કરશો. તેનાં ફળ આપણ સર્વને બહુજ હિતકર થશે."

આ ઠરાવને અનુમોદન આપતાં રા. ચતુર્ભૂજ માણુકેશ્વર ભટ્ટ બોલ્યા કેઃ—"સમાજના કાર્યથી આપણી લાગણીઓ તેજ-સતેજ થઈ છે, હુવે આપણે આગળ વધવાની જરૂર છે, પણ તેમાં સર્વ સામેલ ન થાય ત્યાંસુધી આપણું આખું મંડળ આગળ વધેલું ગણાય નહિ, અને લાભ પણ પૂરો થાય નહિ; નવા વિચારવાળાએ સુધારા કરવામાં આગળ ધસવાનું છે, અને તેમાં જુના વિચારવાળા માટે પણ ધીમે ધીમે પાછળ આવીને મળવા માટેની જગા રાખવાની છે. એકલા સુધારાવાળા સારા સુધારા કરતાં કદાચ હુદ કુદાવી જશે, માટે વૃદ્ધોને પણ સામેલગીરી મળવા દેવાની જરૂર છે, તેથી પંચાયત બાબતનો આ ઠરાવ જરૂરનો છે. જ્ઞાતિના ઉદ્ધારની આ દિશા છે."

તે પછી રા. કેશવરામ જદુરામ ડાકટરે કેટલુંક વિવેચન કીધા પછી ઠરાવ પસાર થયેલો જાહેર થયો હતો.

## ઠરાવ ૧૪મો.

## વર્ણાશ્રમ ધર્મરહિત સંસ્થામાં ન જોડાવાવિષે.

"આર્યન બ્રધરહુડમાં આપણા ઔદીચ્ય બંધુઓએ ઘણું કરીને ભાગ લીધો નથી એ ખુશી થવાજેવું છે, અને આ સમાજ ઠરાવે છે કે હવે પછી વર્ણાશ્રમ ધર્મનો વિનાશ કરનારી કોઇ પણ સંસ્થામાં આપણી જ્ઞાતિના કોઈ પણ બંધુએ ભાગ લેવો નહિ."

આ ઠરાવ વાંચી સંભળાવી રા. છગનલાલ કેવળરામ બોલ્યા કેઃ—"ગુણકર્માનુસાર બનેલી જ્ઞાતિઓઉપર બીજાઓ પ્રહાર કરશે તેની તેને અસર થશે નહિ, અને તેથી વર્ણાશ્રમધર્મનો ત્યાગ કરી પ્રીતિભોજનમાં પડનારાઓને પાછળથી પ્રાયશ્ચિત્ત લેતા આપણે સાંભળ્યા છે. આગળથી ઉતાવળાં પગલાં ભરી ભૂલ કરવી

અને પાછળથી પ્રાયશ્ચિત્ત લેવું એ ખરૂં પ્રાયશ્ચિત્ત નથી. તે તો અજાણે થયેલી ભૂલમાટેજ છે, માટે આગળથી વિચારીને ભૂલ પડવા ન દ્યો, વર્ણાશ્રમધર્મે ચાલો, અને સુખી રહો."

પછી રા. લજ્જાશંકર રણછોડ બોલ્યા કેઃ—"ઉન્નતિનો આધાર ધર્મઉપર છે, પણ ધર્મ કોને કહેવો? ધર્મમાં આચાર મુખ્ય છે. આચારવિનાનો ધર્મ યોગ્ય ફળ આપતો નથી. આપણો વેદોકત ધર્મ પૃથ્વીપર પ્રચલિત તમામ ધર્મોમાં શ્રેષ્ઠ છે, તેમાં વર્ણાશ્રમવર્ણન આપ્યાં છે, તે પ્રમાણે આચાર રાખવા ઘટે છે. એજ પ્રમાણે આચાર રાખી આપણા ભાઇઓ વર્ત્યા છે, અને વર્તે છે, તે ખુશીની વાત છે, ભવિષ્યમાં સર્વ એમજ વર્તશે એવી પણ આશા રાખીશું."

પછી રા. મણિશંકર તુળશીરામ પાઠક બોલ્યા કેઃ—"ભાઈઓ! સામું પેલું વાકય વાંચો. "धर्मो रक्षति रक्षितः" ધર્મને આપણે પાળીશું તો તે આપણને પાળશે–બચાવશે–ઉધ્ધારશે. ભગવાન્ શ્રીકૃષ્ણ શ્રીગીતામાં કથે છે કે "मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः"—હે અર્જુન! હું જે રસ્તે ચાલું છું તેજ રસ્તે માણસો ચાલે છે. ભાવાર્થ કે મોટા પુરુષો–આગેવાનો–શાસ્ત્ર જાણનારાઓ–જે માર્ગે જાય છે તેજ માર્ગે અન્ય–સામાન્ય–લોકો આચાર રાખે છે, માટે આપણે બ્રહ્માના મુખરૂપ બ્રાહ્મણોએ ઉત્તમ આચાર આચરી બતાવવાનો છે, તેથી આ ઠરાવ પસાર થવા યોગ્ય છે." એ પછી ઠરાવ પસાર થયેલો જાહેર થયો હતો.

## ઠરાવ ૧૫મો.

## जुदा जुदा विभागमां कन्यावेहवार वधारवानो.

"આ સમાજ સર્વ પવિત્ર ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણો જેમને પરસ્પર પંકિત વ્યવહાર હોય તેમની સાથે પરસ્પર કન્યાવહેવાર રાખવા ભલામણ કરે છે."

આ ઠરાવનો પ્રસ્તાર સિધ્ધપુરનિવાસી રા. અંબાલાલ કેવળરામ વકીલે કર્યો હતો. તેઓ બોલ્યા કેઃ—“ કન્યાવહેવારથીજ એકત્રતા દેખાય છે, અને અનુભવાય છે. આપણી પાડોશમાં વસતા અન્યજ્ઞાતિના જેઓ સાથે આપણો કન્યાવહેવાર નથી, તેમના વિષે આપણને જેટલું જ્ઞાન હોય, તે કરતાં કન્યાવહેવારવાળા દૂર વસતા પુરુષનું આપણને વધારે જ્ઞાન હોય છે. જેમ જ્ઞાન વધારે તેમ એકતા વધારે. એટલા માટે સમગ્ર જ્ઞાતિમાં કન્યાવહેવાર છૂટથી બહોળા પ્રદેશમાં વધારવો જરૂરનો છે. એમ વહેવાર વધ્યા સિવાય આપણે અટકવાનું નથી.”

અનુમોદન આપનાર રા. ત્ર્યંબકરામ કૃષ્ણારામ બોલ્યા કેઃ—“ આપણો કન્યાવહેવાર આજસુધી બંધાયલા પ્રદેશમાં રહેવાનાં કારણો હતાં, પણ હવે રાજ્યની રક્ષક શકિત, રેલ્વેનું વધતું જતું પ્રમાણ, અને કેલવણીના પ્રસારથી સમાનને શોધવાની વૃત્તિ ઉત્તેજિત થઈ છે, તેને યોગ્ય ક્ષેત્રસુધી લંબાવવાથી કાંઇજ હાનિ નથી, ઉલટો ઘણો લાભ છે.”

એ પછી શીઘ્રકવિ રા. શંભુરામ લાલજી તથા રા. દેશાઈ અંબેલાલ હરિપ્રસાદનાં વિશેષાનુમોદનસાથે ઠરાવ પસાર થયો હતો.

## ઠરાવ ૧૬મો.

## कन्याने सासरे वळाववानी हद ठराववा बाबतनो.

“ કન્યા ઋતુમતી થાય ત્યારે તેને રીતસર સાસરે મોકલવી, એ વાત શાસ્ત્ર અને લૌકિકરીતે બહુ અનુકૂળ છે, માટે સર્વ ઔદીચ્ય બંધુઓને તે મુજબ વર્તવા આ સમાજ ભલામણ કરે છે.”

આ ઠરાવને જાહેર કરીને રા મણિશંકર તુળશીરામ પાઠક વિપ્રનાં લક્ષણ બતાવનારો શ્લોકભાગ બોલ્યા કેઃ—

" ऋतुकालाभिगामी च ऋषिः विप्रः स उच्यते । " જુઓ વિપ્રનાં લક્ષણમાંનું એક અને મુખ્ય લક્ષણ એ છે કે તે ઋતુકાલાભિગામી હોવા જોઈએ. એથી ઉલટે રસ્તે ચાલનારનું વિપ્રત્વ શાસ્ત્ર કબૂલ રાખતું નથી, માટે ઠરાવનો અમલ કરવા ઉદ્યુક્ત રહેો."

આ શાસ્ત્રીય ઠરાવને ટેકો આપતાં રા. **મણિશંકર** અંબારામ રાવળ, બી. એ.એ પોતાના વિદ્વત્તાભરેલા ભાષણમાં જણાવ્યું કે:—" પ્રાચીનકાળની આપણા લોકોની ઉન્નતિનાં જે કારણો હતાં તેમાંનું એક મુખ્ય અને લક્ષમાં લેવા યોગ્ય કારણ સ્ત્રીની ઉન્નતિનું હતું. સ્ત્રીઓનાં સુખ અને માન જાળવવા સૌનો પ્રયત્ન હતો. આ વાત સમય જતાં બદલાઈ, અને તેમનાં સુખ અને માન સંસારસુખેચ્છુ પુરુષોના અકાળ વિષયાભિગમનને લીધે ઘટતાં જઈ નાશ પામ્યાં છે. તેને લીધે પુરુષો પણ નિર્બળ અને નિર્વીર્ય પાકવા શરૂ થયા છે, અને અવદશાનો અંત રહ્યો નથી; પણ હવે ગયેલા સુખને સંભારી બેસી રહેવાનું નથી. કેળવણીથી દેખતા થયેલા આપણે જ્યાં જ્યાં આપણી ભૂલો જોઈએ, ત્યાં ત્યાં સુધારો કરી, પાછલી અસલની સર્વોત્તમ સ્થિતિને પ્રાપ્ત કરવાને મથીએ તો આપણી પૂર્વની સ્થિતિ દૂર રહેશે નહિ. ખરૂં છે કે, આજને આજ ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી શકીશું નહિ, પણ મોડાવહેલા ગમે ત્યારે પણ પ્રાપ્ત કરી શકીશું એ તો નક્કી છે. ૧૨ વર્ષની ઉમરે કન્યા પોતાના પતિના સંસારના ભારમાં મદદ કરવા લાયક થઇ હોતી નથી. તેનાં માનસિક અને શારીરિક બળને વધારે પ્રૌઢ થવા દેવાની હજી જરૂર છે. તેને ખીલવામાટેનો અવકાશ મળવો જોઈએ. તે અવકાશ ન આપીએ તો મળવાનો લાભ ન મળે, અને બદલામાં અલ્પ મગજ અને નિર્બળ શરીરવાળી ગૃહિણીઓ જ મળે, જે આપણે કદી ઈચ્છતા નથી, માટે ઠરાવ અનુભવ કરવા યોગ્ય છે. બાળલગ્ન જ્વાળામુખી પર્વતજેવાં છે. જ્વાળામુખીના લાવા

૧૦-૧૨ ગાઉ સુધી ઘસી જાય છે, પણ તે એકજવાર નુકસાન કરે છે, પણ આ બાળલગ્નના હ્હાવા તો ૧૦-૧૨ કરતાં વધારે પેઢીસુધી પોતાના તરફનાં નુકસાન વેરે છે, માટે તેને શાસ્ત્રાનુસાર નિયમથી કબજે રાખી સુખી થાઓ."

રા. નારણલાલ છગનલાલ દવેએ એ ઠરાવ પર હાથીના દૃષ્ટાંતથી જણાવ્યું કે આ ઠરાવનો અમલ કરતાં લોકો બોલે તેના સામું જોશો નહિ, પણ કર્તવ્યપરાયણ રહેશો.

એ પછી ઠરાવ પસાર થયેલો જાહેર થયો હતો.

# ઠરાવ ૧૭મો.

# आगला समाजना ठरावो अमलमां मूकवाना आग्रह विषे.

"આ સમાજ કન્યાવિક્રય, વરવિક્રય, નિષ્પ્રયોજન એકપર બીજી સ્ત્રી, લગ્ન તથા મરણ સમયે અયોગ્ય ખર્ચ, વૃદ્ધલગ્ન અને દુર્વ્યસન વગેરે નિષિદ્ધ બાબતોના આગલા સમાજના ઠરાવો કાયમ રાખી તેનો અમલ કરવા ભલામણ કરે છે."

આ ઠરાવ રજુ કરી રા. ઓધવજી હીરજી બધેકા બોલ્યા કે :—(આ વખતે પા કાગળઉપર છાપેલાં ફૅાર્મ સમાજમાં વહેંચવામાં આવ્યાં હતાં.) "ભાઈઓ! આપના હાથમાં આવેલા કાગળો પર પ્રતિજ્ઞા કરવારૂપ સહી કરી આપશો. આપણે ઠરાવ કરીએ, પણ આચરીએ નહિ તો લાભ નથી. આવી પ્રતિજ્ઞાથી આપણને આચરવાની ફરજ પડે છે; અને એવી ફરજો બજાવીને જ આપણે ઉપરને દરજજે ચડી શકીશું." એ પછી ફૅાર્મ એકઠાં કરવાનું કામ ચાલુ થયું, અને રા. કેવળરામ દયારામ બાવળાવાસી બોલવા ઉઠયા. તેઓએ કહ્યું :—"કન્યાવિક્રય કરનાર અધમ

નરો પોતાની વહાલી અને રત્નરૂપ કન્યાને નોટસમાન ગણી વટાવે છે, તેમને ધિક્કાર છે.” પછી નીચેની કવિતા તેમણે ગાઈ સંભળાવી:— **મનહર છંદ.**

અંગરેજી રાજ્યમાંહી નોટનાં નાણું ચલાવ્યાં,
અધમ જનો ઠરાવે પુતરીને નોટમાં;
અંગરેજી નોટ તે તો કાગળના કટકાશી,
હાથપગવાળી નોટ પાપીઓના કોટમાં;
આવી નોટતણી કોઈ કિંમત ન કળી શકે,
રૂપે રંગે જેવી તેવી કિંમત કપાળમાં;
ખાધી તેણે મોટી ખોટ દિકરી ઠરાવી નોટ,
મન માન્યા લઈ દામ ખખડાવી થાળમાં.

એ પછી રા. વિઠ્ઠલરામ મહાસુખરામ બોલ્યા કે:—“કેટલીક વાર વૃધ્ધજનો પુત્ર અને ભોગની ઇચ્છાથી કન્યાવિક્રયને ઉત્તેજન આપે છે, તેમના તરફ ધિક્કાર દર્શાવવો જરૂરનો છે.” એ પછી ઠરાવ પસાર થયો હતો.

## ઠરાવ ૧૮મો.

## स्व. गिरिजाशंकर काशीराम दवेना मरण माटे शोकोद्गार.

“આપણા સમાજના અગ્રગણ્યપૈકી એક બન્ધુ રા. ગિરિજાશંકર કાશીરામ દવેનો સ્વર્ગવાસ થયો છે, તેમની સમાજને મોટી ખોટ આવી છે; તેથી સમાજ દલગીર છે, અને તેમના આત્માની શાંતિ ઈચ્છે છે, તથા તેમના કુટુંબને દિલાસો આપે છે.”

આ ઠરાવની ખબર, તેમના પુત્ર રા. માધવજી ગિરિજાશંકર દવેને આ ઠરાવની નકલસાથે મોકલીને આપવી.

આ ઠરાવ રજુ કરતાં રા. **મંછારામભાઇ** બોલ્યા કેઃ—"**સમાજ**ના આગલા વખતમાં જે પુરુષોએ આગેવાની ભરેલો ભાગ **સમાજ**ના કામમાં લીધો હતો, તેમાંના રા. ભૂધરભાઇ, રા. જગન્નાથભાઇ, રા. **માણેકલાલ** વગેરે ગૃહસ્થોના ગુજરવાથી જે ભારે ખોટ **સમાજ**માં પડી છે તે પૂરાઈ નથી; દરમ્યાન રા. ગિરિજાશંકરનો કાળ થયો, તેથી તે ખોટમાં ભારે વધારો થયો છે. એ સર્વ મરહુમો સ્વર્ગમાંથી આપણાં કામ તપાસે છે. તેઓ આપણાં સારાં કામમાટે આનંદિત થતા હશે. જોકે ઈશ્વરનું ધાર્યું થાય છે, મનુષ્ય તેમાં કાંઈ કરી શકતો નથી. તે નિરૂપાય છે, પણ"—આટલેથી આગળ બોલતાં તેઓ બહુ દિલગીર થવાથી તેમનું હૃદય ભરાઈ આવ્યું, ને તેઓ વધુ બોલી શકયા નહિ, તેથી તેમને પાસેની ઓરડીમાં લઈ જવામાં આવ્યા.

અરે પ્રીતિ ! અને સરળ હૃદય ! ! ધન્ય રા. **મંછારામ**-ભાઈની પ્રેમાશ્રુપુષ્પાંજલિ ! ! ! તેઓ આમ હૃદય ભેદાવાથી બોલવે અસમર્થ થયા, તેથી ઠરાવ વાંચી સંભળાવવાનું કામ અધૂરૂં રહેલું તે રા. **લાભશંકરભાઈ**એ પૂરૂં કર્યું.

આ ઠરાવના અનુમોદનમાં રા. બળદેવરામ મોતીરામ વ્યાસ બોલ્યા કેઃ—"ગૃહસ્થો ! રા. ગિરિજાશંકર અદ્ભુત પ્રતિભાશાળી હતા. તેઓ સ્પષ્ટ અને સમયોચિત વકતા હતા. તેઓ પહેલાં **રાજ્યભકત**નામનું પાક્ષિકપત્ર ચલાવતા હતા, તે વેળા તેમને પોતાના ખરા વિચાર નીડરપણે પ્રકટ કરવામાટે કોર્ટે ઘસડાવું પડયું હતું. હાલમાં તેઓ જ્ઞાતિસેવા કરતાં "**ઔદીચ્ય મિત્ર**" માસિક ચલાવતા હતા. એકવાર **સમાજ**ના ઉપપ્રમુખપદને શોભાવનાર એ નર આત્મશ્રદ્ધાવાન્ હતા. સ્કૉલર્શિપ સ્થાપવા વગેરે કામમાં તેમની આત્મશ્રધ્ધાજ પ્રખ્યાતિ પામી છે. પોતે સ્થાપેલા બોર્ડિંગને નભાવવામાં અનેક અડચણો આવેલી, પણ તે આત્મ-શ્રધ્ધાથીજ તેને ટકાવી રહ્યા હતા. જનસ્થિતિ અને દેશસ્થિતિથી

વાકેફગાર તે નર સામાપર છાપ પાડવામાં કુશળ હતા. **ઔદીચ્ય** ટોળક સમાજમાં પણ તેઓ સામેલ હતા. તેમના જેવા ઘણા શખ્સો આપણી જ્ઞાતિમાં હોવાની બહુ જરૂર છે. તેમનો છેલ્લો ઠરાવ સંસારત્યાગ કરી જ્ઞાતિહિતમાં આયુષ ગુજારવાનો હતો. તે અમલમાં મૂકતા પહેલાં ઝેરી ઉંદર કરડવાથી તેમના જનોપયોગી જીવનનો નાશ થયો છે. તેથી આપણે દિલગીર છીએ."

પછી શાસ્ત્રી નારાયણ ગિરિધર બોલ્યા કેઃ—

"वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि को विज्ञातुमिहार्हति ॥"

વજ્રથી કઠણ અને ફૂલથી કોમળ એવું ઉત્તમ પુરુષનું હૃદય હોય છે. તે આ જુઓ તો ખરા! પોતાના મિત્ર રા. **મં**છારામભાઈના હૃદયમાં કેવે પ્રકારે રહેલા હતા. મિત્રને માટે દિલગીરીની દરખાસ્ત મૂકતાં તેમની કેવી સ્થિતિ થઈ હતી તે આપે રૂબરૂ જોઈ. અરે! શી હૃદયની કોમળતા! પણ મારું હૃદય તો કઠણ છે, તેથીજ હું અહિં ઉભો રહ્યો છું. રા. ગિરિજાશંકર એક ઉત્તમ નર હતા, તે વાત આપ આગળ સાંભળી ચૂકયા. તેમનો જેમને સમાગમ થયો છે તેમણે જાતે જોયું પણ છે. તેમના કુટુંબને લાગેલા ઘાને રૂઝાવવાની જરૂર છે. તે માટે આપણો ઠરાવ દિલાસારૂપ થશે. "जातस्य हि ध्रुवो मृत्युः" ના નિયમપ્રમાણે તેમનું જન્મેલું શરીર મરણ પામ્યું છે, પણ "ध्रुवं जन्म मृतस्य च" એ નિયમે તેમનો આત્મા પુનઃ જન્મ ધારણ કરવાનો નથી, કારણ કે તેઓ કર્તવ્ય બજાવીને ગયા છે, તેથી તેઓ બ્રહ્મમાં ભળ્યા છે. તેમના અનુસ્મરણમાં હું રૂા. ૫ આપું છું.

એ પછી રા. ત્રિભુવન કૃષ્ણારામ દવે રૂા. ૫૦ અને અન્ય ગૃહસ્થોએ નાની મોટી રકમો ભરવાથી એક સારું સ્મારકફંડ તેમની પાછળ વિદ્યાવૃધ્ધિના લાભમા થયું હતું, એમાં નાણાં ભરનારનાં નામ પરિશિષ્ટ ૧૧માં છે.

એ પછી રા. રેવાશંકર જગજીવને કેટલોક સમય વિવેચન ચલાવ્યું હતું તે પછી ઠરાવની નકલ મરહુમના વારસઉપર મોકલવાનું ઠરાવવામાં આવ્યું હતું.

## ઠરાવ ૧૯મો.

## अमदावादमां परीक्षा आपवा आवनार विद्यार्थीओने मददनो.

" પ્રતિવર્ષ અમદાવાદમાં મેટ્રીક, સ્કુલ ફાઈનલ, એન્ટ્રન્સ, બી. એ., એમ. એ., ટ્રેનિંગ કોલેજ અને તેવીજ બીજી પરીક્ષાઓ આપવામાટે જે ઔદીચ્ય વિદ્યાર્થીઓ આવે તેમને " શ્રીમન્નથુરામ શર્મા ઔદીચ્ય વિદ્યાર્થિભવન "માં રહેવાની અને ભોજનની સોઈ કરી આપવી, અને તે બદલ તેમની પાસેથી કાંઈ ફી લેવી નહિ. આવી સોઈ જે તે વખતે ફકત એક અઠવાડીઆસુધીજ કરી આપવી. પરીક્ષાનિમિત્ત એ કરતાં વધારે મુદ્દત રહેનારપાસેથી રોજના ચાર આના લેખે ફી લેવી. આ પ્રમાણે ભવનનો લાભ લેનારે ભવનના નિયમોને અનુસરવું પડશે."

આ ઠરાવ વાંચી રા. મહાશંકર મયાશંકર ત્રવાડી બી. એ. એમણે પરીક્ષા આપવા આવનાર અજાણ્યા અને સ્નેહીસંબંધીના ઘર વગરના વિદ્યાર્થીઓનાં દુઃખનો ચિતાર આપી આવી વ્યવસ્થાની જરૂર જણાવી હતી.

રા. ભોળાનાથ છગનલાલે બીજી જ્ઞાતિઓને મુકાબલે આપણે આ પગલું ભરવાની ખાસ જરૂર છે એમ જણાવી ટેકો આપ્યો હતો.

રા. વિઠ્ઠલભાઇ મહાસુખરામે પરીક્ષા આપવા આવનારને પડતાં દુઃખો બાબત પોતાનો જાતિ અનુભવ કહી બતાવીને વિશેષાનુમોદન આપ્યા પછી ઠરાવ પસાર થયો હતો.

# ઠરાવ ૨૦મો.

## मुंबाइ परीक्षा आपवा आवनार माटे मददनो.

" મુંબાઈ યુનિવર્સીટીની મેટ્રીક, સ્કુલ ફાઈનલ, વગેરેની પરીક્ષા આપવા સ્વધર્મનિષ્ઠ **ઔ**દીચ્ય સહસ્ર જ્ઞાતિના વિદ્યાર્થીઓ મુંબાઇ આવે તેમને એક અઠવાડીઆસુધીની ઉતારા, ભોજન વગેરેની વ્યવસ્થા કરવાનું કોઈ ઔદીચ્ય ગૃહસ્થ માથે લે તો આ સાલમાટે સમાજ તેમને રૂા. ૧૦૦ એકસો સુધી આપશે. "

આ ઠરાવને રા. મણિશંકર મંછારામ ભટ્ટ માંડવીવાળાએ વિસ્તારી જણાવ્યો, અને રા. જગન્નાથ નરભેરામ ભટ્ટે તે વિશેષ વિસ્તારવાથી તે ઠરાવ પસાર થયેલો જાહેર થયો.

# ઠરાવ ૨૧મો

## भावनगर दक्षिणामूर्ति विद्यार्थिभवनने मदद करवानो.

" ભાવનગરમાં ચલાવવામાં આવતા શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવનમાં ભણતા માત્ર ઔદીચ્ય વિદ્યાર્થીઓને ઉત્તેજનાર્થે દર ઔદીચ્ય વિદ્યાર્થીદીઠ દરમાસે આઠ આના પ્રમાણે રકમ આપવી, પણ તે રકમ એકંદરે દશ રૂપીઆથી વધુ હોવી જોઇએ નહિ. "

આ ઠરાવ રજુ કરતાં રા. વિદ્યાશંકર કરૂણાશંકર આચાર્યે કહ્યું કેઃ—" ભાવનગરનું ભવન બહુ સારૂં કામ કરે છે. એ મેં જાતે જોયું છે, અને તેને જોઈ મને ઘણો આનંદ થયો છે, માટે દરખાસ્ત મેં જ કરી છે. "

શાસ્ત્રી નારાયણ ગિરધરે ટેકો આપ્યાથી તે ઠરાવ પસાર થયેલો જાહેર થયો હતો.

આ વખતે "**સાંજ વર્તમાન**"ના રિપોર્ટર રા. ગુણવંતલાલ છોટાલાલ દેસાઈએ પોતાનાં "સંસારસુખસાધન" કિંમત રૂા. ૦ાા વાળાં ૪ અને "જ્ઞાનોત્તેજક કાવ્યસંગ્રહ" કિંમત રૂા. ૧ા વાળાં ૪ મળી કુલ રૂા. ૭)ની કિંમતનાં પુસ્તકો **સમાજને** ભેટ આપ્યાં હતાં, તથા જે પુસ્તકો રા. ગણુપતરામભાઇ મારફત ખરીદાય તેની અડધી ઉપજ ગિરિજાશંકર સ્મારકફંડમાં આપવા પોતાની ઈચ્છા જણાવી હતી.

હવે **સમાજનું** મુખ્ય કામ ઓછું થયું હતું તેથી, **કડીની** ઉદીચ્ય બંધુસમાજના સભાસદોતરફથી લખાઈ આવેલો કાગળ વાંચી રા. **દેવશંકર** રામેશ્વર પંચોળીએ આવતી સાલ સને ૧૯૧૪ના મે માસની તા. ૧૦મીથી તા. ૩૧મી સુધીમાં હવે પછી નક્કી થાય તે તારીખોએ કડી મુકામે **બ્રહ્મસમાજનું** ૧૧મું સંમેલન મેળવવાની માંગણી કરી હતી, અને રા. **બાપાલાલ** છગનલાલ દવેએ અમદાવાદથી જાની વિદ્યારામ દલસુખરામનો આવેલો તાર વાંચી અમદાવાદમાં **સમાજ** મેળવવાની તથા ભાવનગરમાં સમાજ મેળવવા માટે રા. જીવણલાલ જેશંકરનો તાર અને રા. **મણિશંકર** ગૌરીશંકર ભટ્ટનો કાગળ હતાં, તેમાં **કડીની** માગણી કબુલ રાખવામાં આવી હતી.

## ઠરાવ ૨૨મો.

## रा. गणपतरामभाईनो उपकार मानवानो.

"રા. રા. ગણુપતરામ અનુપરામ ત્રવાડીએ આ **બ્રહ્મ-**સમાજને ઘણા પ્રેમપૂર્વક આમંત્રણ આપી આ સાલ આ સ્થળે આપણી સભા મેળવવાની સગવડ કરી આપી, અને તેને ફતેહમંદ બનાવવા અથાગ શ્રમ ઉઠાવ્યો છે, તે માટે આ **સમાજ** અંતઃકરણપૂર્વક તેમનો આભાર માને છે, અને પરમકૃપાળુ **ઇશ્વરની** પ્રાર્થના કરે છે કે **બ્રહ્મસમાજની** સેવા બજાવનાર આવા ઉદાર પુરુષને બહુ લાંબું આયુષ અને સુખસમૃદ્ધિ પ્રાપ્ત થાઓ."

આ ઠરાવ રજુ કરતાં શ્રીયુત **દયાશંકર** મોતીરામ જાની બોલ્યા કે:—" રા. **ગણપતરામભાઇ** જ્ઞાતિપ્રત્યે ઘણી શુભ લાગણી ધરાવે છે, પોતાની જ્ઞાતિનું અભિમાન તેમની રગે રગમાં છે. આ **સમાજ** મેળવવાના ભગીરથ પ્રયત્નમાં તેમને જોઇએ તેટલા સહાયક મિત્રો મળવા છતાં તેઓએ સ્વજ્ઞાતિસિવાય ન છૂટકે જ અન્ય જ્ઞાતિનાનું સાહાય્ય સ્વીકાર્યું છે. આપણે માટે દરેક કામમાં અથાગ શ્રમ લઈ આપણાં સુખ અને સગવડ વધારી આપ્યાં છે. તેમની વૃધ્ધાવસ્થા છતાં એક જુવાન માણસની પેઠે ઘણુંખરું કામ જાતે કરીને સૌને પોતાથી આશ્ચર્યચકિત કર્યા છે. **મહાત્મા**-શ્રીની છાયામાં આવા એક જ્ઞાતિવીરની યોગ્ય પ્રશંસા કરવાનું રૂડું માન મને મળ્યું, તે માટે હું રૂ. ૨૫) આપું છું. **કડીમાં** ૧૧મું સંમેલન થાય ત્યાં વિદ્યાર્થીઓને પુસ્તકાદિ આપવામાં એ રૂપીઆ વાપરશો. છેવટ વિનતિ કરું છું કે આ આભારદર્શક ઠરાવ આપ સર્વ ગુણગ્રાહી છો તે કદર કરી પાસ કરશોજ. એવી મને આપ સજ્જનોની પૂરેપૂરી ખાત્રી છે." (તાળીઓ.)

આ ઠરાવને રા. **બાપાલાલ** છગનલાલ દવેએ ઘટતી પ્રશંસાના શબ્દોથી વિવેચન કરીને સારી પુષ્ટિ આપી હતી.

વધુ ટેકો આપનાર સરદાર બહાદુર મોતીલાલ દેશાઇએ પોતાની તબિયત નાદુરસ્ત હોવાથી પોતાના કવિ રા. **અંબા**-લાલ પાટણવાળાને પોતાના તરફથી ઉભા કર્યા હતા. તેમણે રા. **ગણપતરામભાઇને** માટે નીચે પ્રમાણે કહ્યું હતું:—

"ગૃહસ્થો ! આપણી જ્ઞાતિના માનવંતા સદ્‌ગૃહસ્થ અને **વડોદરા** રાજ્યના જાણીતા જાગીરદાર શ્રીયુત દેશાઇજી શ્રી મોતીલાલ અમૃતરામ સુરેશ્વર દેશાઇવાળા કે જેઓ આપ સર્વની સમક્ષ વિરાજિત છે, તેઓએ પોતાની નાદુરસ્ત તબિયતને લીધે મને જણા-વવાને સૂચના કરી છે તે મુજબ મારે આપનો પુનઃ અમૂલ્ય ટાઇમ રોકવો પડે છે તે માટે હું આપની ક્ષમા યાચીશ.

બંધુઓ ! આપ સર્વ જે મહાન્ સમારંભમાં પધાર્યા છો, અને પરસ્પર પરિચિત અને અપરિચિત અનેક બંધુઓનાં દર્શનનો લાભ લેવાને ભાગ્યશાળી થયા છો તે સમારંભને સુરતનાં દર્શન કરાવનાર, મોટા ખરચે તનમનનો અને સમયનો ભોગ આપી પરિષદ્‌ની પૂર્ણ સેવા ઉઠાવનાર, પોતાની વિદ્વત્તાથી અનેક વખત મધુર અને બોધક વ્યાખ્યાનોની પ્રસાદી પ્રસંગોપાત્ત આપનાર, બલ્કે ઔદીચ્યોના એક અગ્રગણ્ય ઉત્સાહી સદ્‌ગૃહસ્થ રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી એઓશ્રીના નામથી અને કામથી આપ સર્વ અજ્ઞાત હોઈ શકોજ નહિ. તેઓશ્રીએ ફકત આપણી જ્ઞાતિમાંજ નહિ, બલ્કે સાહિત્યદ્વારા ગુજરાતીભાષા જાણનારા સઘળાઓમાં એક સાક્ષર રત્નતરીકે સત્કીર્તિ પ્રાપ્ત કરીને આપણી જ્ઞાતિને મોટું માન આપ્યું છે. તેઓશ્રી એક પરોપકારી નર તરીકે, એક જ્ઞાતિહિતેચ્છુ તરીકે, એક સાક્ષર રત્નતરીકે જેટલા પ્રસિધ્ધ છે તેટલાજ એક બાહોશ અમલદારતરીકે ભાવનગર, રાજકોટ અને જુનાગઢના રાજ્યોમાં સુપ્રસિધ્ધ છે. જે રાજ્ય વિદ્યાકળામાં, હુન્નરઉદ્યોગમાં, ન્યાયનીતિમાં અને સુધારામાં ગુજરાતમાં અગ્ર સ્થાન રોકે છે, તે ભાવનગર સ્ટેટના નામદાર મહારાજા સાહેબ શ્રીમંત સર ભાવસિંહજી કે. સી. એસ. આઈ. જેઓ સાહિત્યના ઘણાજ શોખીન હોઇ વિદ્વાનોની કદર કરવામાં કુશળ અને સુવિદ્વાન છે, પ્રજાના હિતના અનેક માર્ગો જેમણે ખુલ્લા કર્યા છે, અને રાજકર્તાતરીકે ઝળકતી કીર્તિની સાથે તેઓએ વિદ્વાનતરીકેની પણ સંપૂર્ણ કીર્તિ મેળવી છે, તેઓ આપણા માનવંતા સાક્ષર શ્રીયુત ગણપતરામભાઈના ટયુટરતરીકેના હોદ્દાના સમયનું પરિણામ છે એ જાણીને કોનાં હૃદય આનંદથી નહિ ઉભરાય? ગૃહસ્થો! તેઓ રાજકોટ મેલ ટ્રેઈનીંગ કૉલેજના પ્રિન્સિપાલ તેમજ જુનાગઢ સ્ટેટના એજ્યુકેશન ખાતાના વડાતરીકે પણ પ્રસિદ્ધ હોઈ દરેક સ્થળે

પોતાના મળતાવડાપણાથી ઘણુંજ માન પામ્યા છે. તેઓએ બ્રહ્મસમાજની ઘણાં વર્ષોથી અમૂલ્ય સેવા ઉઠાવી છે, અને આ વેળા પણ આપણી સર્વની દૃષ્ટિ સમક્ષ વૃધ્ધાવસ્થામાં ન ઉઠાવી શકાય તેવો જાતિપરિશ્રમ ઉઠાવવા ઉપરાંત પૈસાની પણ મોટી રકમની મોટી મદદ આપી છે, કે જેનો બદલો આપવાને આપણે અશકત છીએ. તેઓશ્રીનો ઉપકાર આપણે જેટલો માનીએ તેટલો થોડો છે. (તાળીઓ.) એઓશ્રીનો ઉપકાર માનવાની જે તક મને દેસાઇજીએ આપી છે તેને માટે હું મારાં અહોભાગ્ય સમુજું છું, અને ઇચ્છું છું કે તે જ્ઞાતિશુભેચ્છક સાક્ષરરત્ન શ્રીયુત ગણપતરામભાઈને જ્ઞાતિસેવા બજાવવાને આવાં અનેક વર્ષો પરમકૃપાળુ પરમેશ્વર બક્ષીશ આપવા કૃપાવંત થાય. (તાળીઓ.)

બંધુઓ ! તે સાથે આપણા સમારંભના પ્રમુખશ્રી મહાત્મા નથુરામશર્મા કે જેઓ હમેશાં સમાજના હિતમાં તત્પર હોઇ દરેક વખતે સમાજને મોટી રકમોની સખાવત આપતા રહે છે, એટલુંજ નહિ, પણ તેઓએ આ વર્ષે પણ કુલે ૧૦ હજાર જેટલી મોટી સખાવત કરીને આપણને આભારી કર્યાં છે. તેઓનો ઉપકાર માનવાની પણ હું તક લઇશ. તેમજ વડોદરાના નામદાર મહારાજા સાહેબ કે જેમના રાજ્યમાં જેમના ન્યાયી છત્ર નીચે આપણી જ્ઞાતિની મોટી સંખ્યા આનંદ અને સુખ ભોગવે છે, તેઓનો પણ ઉપકાર માનવાની હું તક લઇશ."

પછી તેમના માનમાં તેમણે જે કવિતા ગાઇ હતી તે સ્તુતિરૂપે હતી, તેથી પ્રકાશકની ઇચ્છા કમી કરવાની હોવાથી છેવટે તેને અહિંથી કાઢી પછવાડે પરિશિષ્ટ ૧૧માં દાખલ કરી છે. તે પછી રા. ગણપતરામભાઈ પોતાને માટે સમાજે જાહેર કરેલા સદ્‌ભાવનું પ્રત્યુત્તર આપવા અગ્રભાગપર આવી ઉભા રહેતાં સઘળા સભ્યોએ તેમને હર્ષથી વધાવી લીધા હતા. તેઓ બોલ્યા કે:—" મેં જે કર્યું કહેવાય છે તેમાં મારું કરેલું કાંઇ નથી, સર્વ આપનું જ

કરેલું છે. આપ સંમત અને સહાયક ન હોત તો હું કાંઇ કરી શકત નહિ. અગર જોકે મારે તો આપ **સર્વનો** આભાર, માનવાનો છે, તથાપિ તેમાંથી વિશેષતા બતાવ્યા સિવાય મારાથી રહી શકાતું નથી, તેથી જે આરંભના આભારોદગારમાં કહેવાયું નથી અને જે કહ્યા વિના ચાલે એમ નથી, તેટલુંજ ટુંકામાં કહી જવાની આજ્ઞા લઉં છું.

પ્રમુખશ્રીએ મારી વિનતિ સ્વીકારી, તેઓ વહેલા પધાર્યા, અને મને વખતો વખત સૂચના અને સાહાય્ય આપ્યાં, જેથી મારા કામમાં મને વિશ્રાન્તિ મળી, અને આજે હું આપના આગળ શરીર અને મનની પૂર્ણ આરોગ્ય સ્થિતિમાં ઉભો છું તે તેઓ-શ્રીનોજ પ્રતાપ અને પ્રભાવ છે.

કામ કરી મદદ કરનારા બીજાઓમાં મારા વતનના બંધુઓએ તા. ૨–૩–૧૩થી જુદી જુદી ૯ કમીટીઓમાં વેહેંચાઇને મહેનત કરી છે. વિશેષે કરીને રા. બ. માધવરામભાઇના મને એક પત્રમાં જણાવવા મુજબ રસોડાની કમિટિના છએ ગૃહસ્થોએ તનતોડ મહેનત કરીને સમાજની મ.રા તરફની સેવામાં કચાશ રાખી નથી; તેમાં પણ અમદાવાદી ઔદીચ્યના શેઠ રા. મગનલાલ સોમનાથ વ્યાસ તથા રા. ગુલાબરામ નંદરામ પંડયા તો જરૂરનાં ઉપયોગી માણસોને લઇને લગભગ એક મહિના સુધી રાતને દિવસ માળવીની વાડીમાં રહ્યા હતા, તેમનો આ સ્થળે ખાસ આભાર માનું છું.

જુદી જુદી કમીટીઓના ગૃહસ્થોનો પણ મારા ઉપર આભાર છે, તેમાં ઉતારા કમિટિમાં, (આસિસ્ટંટ ડેપ્યુટી એડયુકેશનલ ઇન્સ્પેકટર) રા. બળદેવરામ પાલણપુરથી રજા લઇ ખાસ એ કામમાં મદદ કરવા આવ્યા હતા અને દિવસે તેમજ રાતે પગ વાળીને બેઠા નથી. આમ સર્વેએ મહેનત લીધી છે, અને વિઘ્ન આવવા દીધું નથી અને તેથી વળી વળી આપનો તથા ઉતારાની અને બીજી જગાઓમાં વોલન્ટીઅરો અને તેમના બંને કેપ્ટનોની સમાજસેવા બહુ ઉદાર હતી, તેમનો પણ મારા ઉપર ઉપકાર થયો છે.

ભાવનગરના રિટાયર્ડ ચીફ મેડિકલ ઑફિસર, ડૉ. **શિ**વનાથ રામનાથ વ્યાસ; ખંભાતના વકીલ શ્રીયુત **બા**ળકૃષ્ણ નારાયણ વ્યાસ, શ્રીયુત **સુ**રજરામ શિવશંકર વ્યાસાદિ ટોળક સજ્જનોએ ખાસ પધારી મારા કાર્યપ્રતિ શુભ લાગણી બતાવી મને શોભા આપી બહુ ઉપકૃત કર્યો છે.

**સુ**રત મ્યુનિસિપાલિટીએ જોઈતી સગવડો આપી અને કરી આપી તે માટે તેનો, **સુ**રતી ઔદીચ્ય સમસ્ત બંધુઓએ પોતામાં પડેલાં બે તડો આ શુભ પ્રસંગે જોડી દઇ **સ**માજને આનંદ અને માન આપ્યાં તે બદ્દલ તેમનો, રા. બ. **મા**ધવરામભાઈએ પોતાની પુત્રીની ગીત સંગ્રહની ૧૦૦ ચોપડીઓ સ્ત્રી-પ્રતિનિધિઓને વહેંચી આનંદ આપ્યો માટે તેમનો, સ્વર્ગસ્થ **ચં**દ્રશંકરભાઈનાં પત્ની ગં. **કુ**પિલાગૌરી તથા સ્વામીશ્રીના ભાઈ રા. **ગુ**લાબશંકર તરફથી વૈદ્યભૂષણ રા. **ધી**રજરામ કાશીનાથ 'શંકર જયન્તિ'ની પ્રતો પ્રતિનિધિઓમાં વહેંચી ગયા તેમનો, રા. ડી. એમ. **જા**ની, એ ઠરાવો ઘડવા વગેરેમાં મદદ કરી માટે તેમનો તથા રા. **મો**હનલાલે **સ**માજના કામકાજની તથા ભાષણોની અસાધારણ ત્વરાથી નોંધ લઈને આ વૃત્તાન્ત ઘડયો માટે તેમનો, ટોળકબંધુ રા. **ના**નાભાઈ ઉત્તમરામે મારા અંગ્રેજી પત્રોને વગર લવાજમે ટાઈપ કરી આપ્યાથી તેમનો તથા રા. **મ**ગનલાલ અભયરામ પાર્નેરિયાએ સભાસ્થાનમાં પોતાના તર્ફથી બરફ પુરૂં પાડયું, તે માટે તેમનો તથા કરનાર રા. **તા**રાશંકર માસ્તરનો અને રા. ઉમેદરામ જદુરામ સ્માર્તનો તથા આ જગાએ મારાથી યાદ કરાયલા કે ન કરાયલા સર્વે જેમણે મને આ સંમેલનના સંબંધમાં જુદાં જુદાં કામોના પ્રસંગોમાં મદદ કરી છે તેમનો સર્વનો હું ઉપકાર માનું છું.

આ પ્રસંગે મને લાંબા દિવસસુધી તનમનથી શ્રમ કરનાર ઉપતંત્રી રા. **મ**ણિશંકર ત્રિભુવન ભટ્ટને અને રા. **ચુ**નીલાલ સાંકળેશ્વર મહેતાને તેમની સેવાના બદલામાં સ્મારક ચિન્હરૂપે **મું**બઇવાળા શેઠ **કા**નજી માલજી ઝવેરીતરફથી આપવામાટે તૈયાર કરાવાયલા સુવર્ણચંદ્ર પ્રમુખશ્રી આપે છે, તે જોઇ મને પરમ સંતોષ થાય છે.

# ઠરાવ ૨૩મો.

# प्रमुखश्रीनो तथा उपप्रमुखनो उपकार मानवानो.

"સમાજનું કામ શાંતિથી ચાલવા અને પસાર કરવામાટે જોઈતી ધીરજ અને બહુ ઉત્તમ લાગણીથી કામ બજાવવા માટે પ્રમુખશ્રી તથા ઉપપ્રમુખનો આભાર માનવામાં આવે છે."

આ ઠરાવ રજુ કરતાં રા. મંછારામભાઈ બોલ્યા કે:-"આપણા પરમકૃપાળુ, પૂજ્યપાદ, મહાત્માશ્રીએ ઘણો શ્રમ લઇ ત્રણ દિવસ સુધી આપણા સમાજનું કામ, ધૈર્ય અને દીર્ઘદૃષ્ટિથી ચલાવી આપણને શાંતિ અને સંતોષમાં ડુબાવી દીધા છે. મહાત્માશ્રીના ગુણાનુવાદ કરતાં પાર આવે તેમ નથી, છતાં યત્કિંચિત્ જે હું આ બે બોલ બોલું છું તેમાં, તેઓના ઉપકાર નીચે દબાયલા આપ સર્વ સામેલ થશો.

ઉપપ્રમુખ રા. બ. માધવરામભાઈએ પણ તેજ પ્રમાણે ત્રણ દિવસ સુધી સતત તસ્દી ઉઠાવી આપણને આભારી બનાવ્યા છે. તેઓ ખંભાતના દિવાનપદપર છે તે તો સૌ જાણે છે, ત્યાં પણ તેમની કારકીર્દિ યશસ્વી નીવડી છે. ત્યાંના કાર્યવહેવારમાંથી વખત મેળવી પોતાની અમૂલ્ય સેવાનો આપણને લાભ આપ્યો છે, અને પ્રમુખશ્રીને મદદ કરી છે, એ તેમનો આપણા ઉપર આભાર થયો છે.

આમ એ બંને સત્પુરુષોનો ઉપકાર માનવાની મારી દરખાસ્ત આપ વધાવી લેશો." તાળીઓના ગડગડાટથી એ દરખાસ્તને ભારે હર્ષસાથે વધાવી લેવામાં આવી હતી.

# ઠરાવ ૨૪મો.

"સમાજના સામાન્ય મંત્રી રા. દલસુખરામ મગનલાલ દવે, રા. ડી. એમ. જાની, વોલંટીઅરોના કેપ્ટનો, તથા વોલંટીઅરો વગેરેએ પોતપોતાનું કામ ભાવથી કરી સમાજના કામમાં

સરળતા કરી આપી છે તે માટે તેમનો ઉપકાર " પણ મંછારામભાઇએ જાહેર કર્યો, જેને સમાજે સંમતિ આપી હતી.

હવે સમાજના કામની પૂર્ણાહુતિનો સમય નજીક આવેલો હતો, તેથી પ્રમુખશ્રીએ પોતાનું ઉપસંહારનું ભાષણ આરંભ્યું.

## प्रमुखश्रीनुं उपसंहारनुं भाषण.

તેઓશ્રી પોતાની હમેશની પ્રભાવશાળી અને મધુર વાણીથી બોલ્યા, કેઃ—" સજ્જનો ! આપે સુરત પધારી સમાજની શોભા વધારી છે. આ સમાજની શોભા અપૂર્વ છે, તેથી સૌને ધન્યવાદ ઘટે છે. જુદી જુદી જગાએ રહી પોતપોતાનું જુદું જુદું કામ આટોપવાની સર્વેએ કુશળતા બતાવી તેથીજ સમાજનું કામ નિર્વિઘ્ને, શાંતિમાં અને ઇચ્છેલે ધોરણે પાર પડયું છે, તે માટે આપ સર્વ વિશેષ ધન્યવાદને પાત્ર છો. હવે આવતા ૧૧મા સંમેલનમાં આપ આવાજ ઉત્સાહથી આપના મિત્રો અને સંબંધીઓસાથે ફરી પધારશો. આ સમાજમાં ખાનદેશના બંધુઓએ આવીને પહેલોજ દેખાવ આપ્યો છે, અને શોભામાં વધારો કર્યો છે. એટલુંજ નહિ, પણ તેઓએ દ્રવ્ય આપી ભંડોળમાં પણ વધારો કર્યો છે.

ભાઈઓ ! આપણે છૂટા પડીએ તે પહેલાં આપણા ત્રણ દિવસના કામઉપર દૃષ્ટિ કરી જવી યોગ્ય છે. આપણે જે જુદા જુદા ઠરાવો પસાર કર્યા છે તેનું પાલન કરવાથીજ આપણી પ્રગતિ છે, બેસી રહેવાથી આપણી પ્રગતિ થવાની નથી. હવે જમાનો બદલાયો છે, તેમાં જેઓ પોતાના વિચાર અને રહેણી શાસ્ત્રાનુસાર ને સમયાનુસાર રાખશે તેજ વધી શકશે, માટે આપ જાગ્યા છો તો ઉઠો, અને કર્તવ્યમાં જોડાઓ—અવિશ્રાન્તપણે જોડાઓ—ફળની ઇચ્છા રાખ્યા વિના જોડાઓ. આપણા પડોશીઓ જેઓ સમાજમાં ભાગ લેવા શકિતમાન્ થયા નથી તેમને સર્વ હકિકતથી વાકેફ કરો, અને તેમને પણ સાથે દોરો.

પાલવાડાવાળા બંધુઓએ મરણખર્ચ કમી કરીને દ્રવ્યનો અયોગ્ય નાશ થતો અટકાવ્યો છે, અને જમાનાને યોગ્ય કેલવણીતરફ બરાબર નજર દોડાવી છે, તો આપણા બંધુઓનો તે દાખલો સ્મરણમાં રાખી અન્ય સૌ તેનું અનુકરણ કરો, અને એમ આગળ વધતા રહો. આપણું સામાજિક ભંડોળ ઘણું નાનું છે તેને વધારવામાટે અનેક શુભ રસ્તા શોધો, અને येन केन प्रकारेण ભંડોળ વધારી તેનો ઘણા વિદ્યાર્થીઓને લાભ મળે તેવી તજવીજ કરો. શિક્ષિતજનોમાં અયોગ્ય ગણાતા કુસંપ ને ઈર્ષ્યા વગેરે અવગુણો આપનામાં દાખલ ન થાય તે માટે ન્યાય ને ઔદાર્યાદિ સદ્‌ગુણોનો વર્તમાનમાં જે સદ્‌ભાવ છે તેમાં ઉત્તરોત્તર વધારો કરતા રહેશો. આપણે સર્વેએ સહિષ્ણુ થવાની વધારે જરૂર છે. તે સિવાય સમાજ ઉન્નતિને શિખરે શી રીતે પહોંચશે? આપે જે પ્રયત્ન કરવાયોગ્ય છે તે, આપના ખરા મન, તન અને બહારનાં બીજાં સાધનસહિત કરશો એ છેલ્લા વચનો સાથે આ આખરના બે શબ્દોનો ઉપસંહાર સમાપ્ત થાય છે."

## उपप्रमुख रावबहादुर माधवरामभाइए आपेलुं उपसंहारनुं भाषण.

"ભાઈઓ! હવે આપણા સમાજના આ દશમા સંમેલનની પૂર્ણાહુતિ થાય છે. આપે આ સ્થાને બેસી બહુ શાંતિ ભરેલા વિચારથી જ્ઞાતિહિતના ઠરાવો કર્યા તે માટે આપ સર્વને ધન્યવાદ છે. આજે સભાનું કામ અને જુનું વર્ષ પૂરૂં થવાની સાથે તરતજ નવું વર્ષ, નવું કામ અને નવી ઊર્મિઓ શરૂ થાય છે. એ નવી ઊર્મિઓ આપના પ્રયત્નથી વૃધ્ધિ અને શોભા પામશે. આપણી વસ્તિ ૧૭૦૦૦૦ માણસોની છે. તેમાંથી આ સ્થળે ફકત ૫૦૦ માણસ હાજર છે તે સંખ્યા સેંકડે ૧ ટકો પણ નથી. ફક્ત ૩/૧૦ ટકાથી પણ ઓછી છે, માટે આપણા આ કામમાં ભાગ ન લઈ શકેલા જ્ઞાતિજનોને અહિં પધારેલા પ્રતિનિધિઓ, અહિંની સર્વ હકિકતથી વાકેફ કરશો.

સૌ પોતપોતાના વતનના સજ્જનોની આપણી વાતો અને કામતરફ દીલસોજી ઉપજાવશો, અને કરેલા ઠરાવોને અમલમાં મૂકાવશો. એમ થશે તોજ આપણું ધારેલું મહાન્ ફળ મળશે.

આ સમાજમાં પહેલોજ પ્રયોગ અજમાવ્યો હતો, છતાં ધારીએ તે કરતાં ઘણી બહેનો સમાજમાં ભાગ લેવા આવ્યાં છે, તેથી આપણા કામમાં આપણને સાહાય્ય મળવા સાથે આપણો ઉમંગ વધ્યો છે. ઘરસંસારમાં તેમ આવા સમાજમાં તેમની મદદથી આપણાં કામ સહેલાં થયાં છે, થાય છે, અને થશે. આપણે પછાત છીએ તેનું કારણ સ્ત્રીઓ અશિક્ષિત છે તે છે. તેથી આપણે તેમને આગળ પાડવા અને શિક્ષિત કરવા પ્રયત્ન કરીએ છીએ તેમ તેમણે પોતપોતામાં પણ આ ચર્ચા કરવાની છે, અને આપણાં કામોમાં સહાયક થવાનું છે. આજના પ્રસંગમાં તેમણે બજાવેલી સેવામાટે તેમનો આભાર માનું છું." (તાળીઓ.)

તા. ૨૮-૩-૧૩ શુક્રવાર ફાગણવદિ ૬ને દિવસે સવારના દશ વાગતાં રા. બ. નગીનચંદ ઇન્સ્ટિટયુટમાં મહાત્માશ્રીના પ્રમુખપણાનીચે હડીઆણાના શીઘ્ર કવિ શંભુરામ લાલજી ત્રવાડીએ પોતે આગલે દિવસે સમાજમાં ખબર આપ્યા પ્રમાણે કમળપ્રબંધ, માળાપ્રબંધાદિ, અષ્ટાવધાનના પ્રયોગ કર્યા હતા. આ કવિ સ્વજ્ઞાતિના છે, અને તે દિવસે પ્રેક્ષકોની જે ફી આવે તે તેમણે ઔદીચ્ય વિદ્યાર્થીઓના ફંડમાં આપવા જણાવી હતી.

આ પ્રયોગની ઉપજ રૂા. ૨૪ થઇ હતી તેમાંથી ખર્ચના રૂા. ૫ જતાં બાકીના રૂપીઆ સુરત પાલવાડા પ્રભાકર બોર્ડિંગમાં આપવામાં આવ્યા હતા. સઘળા પ્રયોગો ફતેહમંદ ઉતર્યા હતા.

તેજ દિવસે તા. ૨૮-૩-૧૩ની સાંજે રા. રા. ગણપતરામભાઇના તરફથી કરવામાં આવેલા ભંડારાની (શંભુમેળાની) પાટે મહાત્માશ્રીના પ્રમુખપદે સુરતમાં વસતા ચોરાશી જ્ઞાતિના બ્રાહ્મણોનું પંચ મળ્યું હતું. તેમાં સુરતની ચોરાશી જ્ઞાતિતરફથી તે

વખતે મહાત્માશ્રી શ્રીમાન્નથુરામ શર્મા, ઉપપ્રમુખ રા. બ. માધવરામભાઇ, અને સ્વાગતમંડળના પ્રમુખ રા. મંછારામભાઈ એ ત્રણેને એક એક ઉમદા શાલ પુલહાર સાથે ભેટતરીકે આપવામાં આવી હતી, તેમજ રા. ગણુપતરામભાઈને એક કસબી શાલ આપવામાં આવી હતી. તેવીજ રીતે રા. રા. સુરજરામ કંટ્રાકટર તરફથી પણ તેમનો સત્કાર કરવામાં આવ્યો હતો; તે ઉપરાંત શ્રીભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજતરફથી રા. ગણુપતરામભાઈને એક ઉમદા કસબી શાલ અને એક પાઘડી આપવામાં આવ્યાં હતાં.

તેજ સમયે રા. ગણુપતરામભાઈતરફથી રા. ગુલાબરામ નંદરામ પંડયાને એક મોટો કસબી ખેશ, તથા શ્રીખંડ બનાવનાર દુધવાળા સ્વ. ઘેલાભાઇ ભાટીઆના મુનીમને તથા રા. ઠાકોરભાઈ ભાઈશંકર રાવળને તથા રા. નાથુભાઇ ઉત્તમરામ મહેતાને પ્રત્યેકને શાલ તથા ચોરાશીના ગોર તરીકે રા. કૃષ્ણારામ અનુપરામને તથા રા. ઉમયાશંકર મણિશંકરને ભંડારાના નોતરીઆ તરીકે લીલાં, કોરવાળાં પીતામ્બર ભેટ કરવામાં આવ્યા હતાં.

તા. ૨૯-૩-૧૩ એ દિવસે રા. ડૉકટર શિવશંકર નાનાભાઈ રાવળે પોતાના મકાનઉપર સવારના ૯ વાગતાં ચ્હાકૉફીનિમિત્તે બ્રહ્મસમાજની નિમંત્રિત બેઠક મહાત્માશ્રીના પ્રમુખપદે મેળવી હતી. તેમાં પરસ્પર આભારની લાગણી પ્રદર્શિત કરવામાં આવી હતી.

તેજ દિવસે સાંજે સુરતી ઔદીચ્ય બંધુઓએ સમાજના સભ્યોને જમણ આપ્યું હતું. તેની પાટે મહાત્માશ્રી બિરાજ્યા હતા. તે વખતે સંપઉપર બહુ સારો બોધ આપવામાં આવ્યો હતો.

તા. ૩૦મીએ અને તે પછીના દિવસોમાં અનુકૂળતા પ્રમાણે તમામ ગૃહસ્થો સ્વસ્થાને પધારી ગયા હતા, અને એમ આ અપૂર્વ ૧૦મા સંમેલનની પૂરેપૂરી પૂર્ણાહુતિ થઇ હતી. इति शम् ॐ.





# परिशिष्ट १.

## દશમા સંમેલનમાં નીમાએલા સ્વાગત મંડળના ૬૦ સભ્યોની નામાવલિ.

### પ્રમુખ શ્રીયુત મંછારામ ભગવાનજી ભટ્ટ, માંડવી.

શ્રીયુત આત્મારામ પ્રભુરામ પાઠક સુરત
,, ઇશ્વરલાલ સુરજરામ કોન્ટ્રાક્ટર ,,
,, ઉત્તમરામ ઉમાશંકર શુકલ ,,
,, ઉમેદરામ જદુરામ સ્માર્ત ,,
,, અંબાશંકર જયશંકર ઉપાધ્યાય ,,
,, કમળાશંકર મંગળાશંકર વ્યાસ ,,
,, કૃષ્ણુરામ ઉત્તમરામ રાવળ ,,
,, કૈલાસનાથ જગન્નાથ પુરોહિત ,,
,, ગણુપતરામ અનુપરામ ત્રવાડી ,,
,, ગણુપતિશંકર દેવશંકર ઉપાધ્યાય ,,
,, ગંગાશંકર ચંદ્રશંકર શુકલ ,,
,, ઘેલાભાઇ દલપતરામ વૈદ્ય ,,
,, ચુનીલાલ સાંકળેશ્વર મહેતા ,,
,, છોટુભાઇ રમાદત્ત શુકલ ,,
,, જટાશંકર રવિશંકર પુરોહિત ,,
,, જગીએતરામ નરભેરામ ત્રવાડી ,,
,, જયકૃષ્ણુ મંછારામ વ્યાસ ,,
,, ડાહ્યાભાઇ નરભેરામ ત્રવાડી ,,
,, દલપતરામ ઠાકોરરામ ભટ્ટ ,,
,, ધીરજરામ દલપતરામ વૈદ્ય ,,
,, ધીરજરામ પ્રભુરામ પાઠક ,,

શ્રીયુત નરહરરામ કૃપારામ ઉપાધ્યાય ,,
,, નવનીતરામ ધીરજરામ ઉપાધ્યાય ,,
,, નવનીતરામ ભાઇશંકર રાવળ ,,
,, નાનાલાલ મહીપતરામ ભટ્ટ ,,
,, નંદકેશ્વર ઘેલાશંકર ભટ્ટ ,,
,, પાર્વતીશંકર રામચંદ્ર સ્માર્ત ,,
,, પુરૂષોત્તમ સાંકળેશ્વર મહેતા ,,
,, પ્રાણુલાલ અભયરામ પારનેરીયા ,,
,, મગનલાલ અભયરામ પારનેરીયા ,,
,, મગનલાલ સોમનાથ વ્યાસ ,,
,, મણિશંકર ત્રિભુવન ભટ્ટ ,,
,, મહીપતરામ જગીએતરામ વ્યાસ ,,
,, મૂળશંકર પ્રભાશંકર ભટ્ટ ,,
,, મૂળશંકર મગનલાલ વ્યાસ ,,
,, રતનરામ ઉત્તમરામ ભટ્ટ ,,
,, રમાશંકર મયાશંકર ઉપાધ્યાય ,,
,, વિઠ્ઠલભાઇ મહાસુખરામ પંડયા ,,
,, શિવશંકર નાનાભાઇ રાવળ ,,
,, સુરજરામ દયાશંકર પંડયા ,,
,, સુરજરામ રાજારામ કોન્ટ્રાકટર ,,
,, સોમનાથ રતનશંકર મહેતા ,,

**સુરત બહારના ગૃહસ્થો.**

શ્રીયુત ગણપતરામ હરગોવિન્દ અધ્યારૂ અમદાવાદ
,, ગોવિન્દલાલ રામશંકર જાની ,,
,, દામોદરદાસ સાંકળેશ્વર રાવળ, ,,
,, નાનાલાલ દેવશંકર જાની ,,
,, માણેકલાલ મોતીલાલ દવે ,,
,, વિદ્યારામ દલસુખરામ જાની ,,
,, મણિશંકર રણછોડજી વ્યાસ કડોદ
,, મણિલાલ શામળભાઇ દ્વિવેદી નાંદોલ
,, તુળજારામ નંદરામ વ્યાસ બારડોલી
શ્રીયુત પ્રભુશંકર દયાશંકર પાઠક બારડોલી
રા. સા. ડોકટર જગન્નાથ કેશવરામ ભટ્ટ રાંદેર
શ્રીયુત મોતીલાલ અમૃતરામ દેશાઇ વડોદરા
,, ડાહ્યાભાઇ જીવણરામ વ્યાસ સરભોણ
,, કેશવરામ કલ્યાણજી પાઠક વાલોડ
,, ગિરજાશંકર દયાળજી દેશાઇ ,,
,, ડૉકટર કાલિદાસ મોતીરામ રાજકોટ
,, નર્મદાશંકર લાધાભાઇ રાવળ વાંકાનેર
,, હરજીવન ભગવાનજી શુકલ એમ. એ. એલએલ. બી. રાજકોટ

---

# પરિશિષ્ટ ૨.

## દશમા સંમેલનમાં જે ૭૫ બહેનોએ ભાગ લીધો હતો. તેમની નામાવલિ.

ગં. મહાલક્ષ્મી બરકતરામ અમદાવાદ
શ્રીમતી હરિગંગા બાપાલાલ દવેનાં પત્ની ,,
,, દુર્ગાબાઇ નંદરબાર
ગં. ગંગાબાઇ ભવાનીશંકર ભટ્ટનાં વિધવા બાવળા
શ્રીમતી ચંચળકુમારી મોહનલાલ ભટ્ટ ,,
,, પાર્વતી પ્રભુરામ ભટ્ટનાં પત્ની લીંબાડા
,, કમલાકુમારી મૂળશંકર દવે વડોદરા
ગં. જડાવ બાઇશંકર ,,
,, મણિગૌરી (સ્વ. લાલાભાઇ દેશાઇનાં વિધવા) ,,
,, મોંઘીગૌરી (સ્વ. લાલાભાઇ દેશાઇનાં વિધવા) ,,
,, પુતળીબા સાંકળેશ્વર મહેતાનાં વિધવા [illegible]
શ્રીમતી ઉજમ મોતીરામ સુરત
,, ઉમીયાગૌરી શિવશંકર રાવળનાં પત્ની ,,
,, કપિલાગૌરી ચંપકલાલ ત્રવાડીનાં પત્ની ,,
,, કમળાગૌરી ગણપતરામ ત્રવાડીનાં પત્ની ,,
,, કાશીગૌરી ઘેલાભાઇ પંડ્યાનાં પત્ની ,,
,, કાશીગૌરી ઠાકોરલાલ રાવળનાં પત્ની ,,
,, ચન્દનલક્ષ્મી કૈલાસનાથ પુરોહિતનાં પત્ની ,,
શ્રીમતી ગિરિજાગૌરી હરિરામ વ્યાસ ,,
ગં. ગુલાબબેન જગન્નાથ પુરોહિતનાં વિધવા ,,

શ્રીમતી ગુલાબગૌરી મગનલાલ વ્યાસનાં પત્ની સુરત
,, ગંગા વિશ્વનાથ ,,
,, ચંદાગૌરી હરિકૃષ્ણ ,,
,, છનુગૌરી હીરાલાલ રાવળનાં પત્ની ,,
,, બાઇ જડાવ ,,
,, જડાવ ચંદુલાલનાં પત્ની ,,
,, કમળા જમીયતરામ ત્રવાડીનાં પત્ની ,,
,, જમનાબેન દલપતરામ ઉપાધ્યાયનાં પત્ની ,,
,, જમના નારાયણ આચાર્ય ,,
,, જયન્તી ઇશ્વરલાલનાં પત્ની ,,
,, જયન્તી સનમુખરામ રાવળનાં પત્ની ,,
,, જીવકોર દુર્ગાપ્રસાદ ,,
,, જેકુંવર ઠાકોરલાલનાં પત્ની ,,
ગં. ઝીણીબેન હીમતલાલ ,,
શ્રીમતી ડાહી ગૌરી વિશ્વનાથ ,,
,, દીવાળીબેન હીમતલાલ ,,
,, ધનવિદ્યા ગમનલાલ સુરત
,, નાનીગૌરી ચુનીલાલ ,,
,, નાનીગૌરી નાનાલાલ ,,
,, નાનીગૌરી રામચંદ્ર ,,
,, નંદગૌરી ઇશ્વરલાલ કંટ્રાકટરનાં પત્ની ,,
,, નંદનગૌરી દલપતરામ શુકલ ,,
,, પરસન માધવરામ ,,
,, પાર્વતીકોર નાથુભાઇ પંડયાનાં પત્ની ,,
,, મણિગૌરી પાર્વતીશંકર ,,
,, મોતીગૌરી છગનલાલ ,,
,, મોતીગૌરી જયન્તીલાલ ,,
,, મોતીગૌરી ડાહ્યાભાઈ ત્રવાડીનાં પત્ની ,,
,, મોતીબેન કૃપાશંકર ,,
,, મંગળાગૌરી ડાહ્યાભાઇ વ્યાસનાં પત્ની ,,

ગં. મંગીબેન પાર્વતીશંકર જાનીનાં વિધવા સુરત
શ્રીમતી રેવા ઘેલાભાઇ રાવળનાં પત્ની ,,
,, રૂક્ષ્મણી ગણપતરામ ત્રવાડીનાં પત્ની ,,
,, લલીતાગૌરી જયાનંદનાં પત્ની ,,
,, લીલાવતી મગનલાલ માસ્તરનાં પત્ની સુરત.
,, વસુમતી ,,
ગં. વિદ્યાગૌરી જમિયતરામનાં વિધવા ,,
,, વિજકોર ,,
શ્રીમતી સવિતાગૌરી હીરાલાલ જાનીનાં પત્ની ,,
,, સુરજ નવનીતલાલ રાવળનાં પત્ની ,,
,, હીરાગૌરી ગુલાબરામ પંડયાનાં પત્ની ,,

## અન્ય વર્ણનાં સ્ત્રી પ્રેક્ષકો.

શ્રીમતી ગીસીસ ચુનીલાલ ખીમચંદ મારફતીઆ સુરત
ગંગાસ્વરૂપ બાઇ જયાલક્ષ્મી ,,
,, ,, ઝીણીબેન ,,
,, ચતુરલક્ષ્મી ,,
શ્રીમતી પાર્વતી કુમારી ,,
ગંગાસ્વરૂપ બાઇ પાર્વતીકોર ,,
,, ,, બાજીગૌરી બેન ,,
શ્રીમતી બેનકોર ખીમચંદ ,,
,, મગનબેન ,,
,, મણિબેન ,,
ગંગાસ્વરૂપ માણેકબાઇ ,,
શ્રીમતી માણેક ચુનીલાલ શાહ ,,
ગંગાસ્વરૂપ બાઇ શિવગૌરીબેન ,,
,, ,, શ્રીમુખબેન ,,

# परिशिष्ट ३.

## કાર્ય કરવા માટે જુદી જુદી ૯ કમીટીઓ નીમવામાં આવી હતી તેના સભ્યોની યાદી.

### (૧) ભોજનકમિટી.

શ્રીયુત મગનલાલ સોમનાથ વ્યાસ
,, ગુલાબરામ નંદરામ પંડયા
,, નાથુભાઇ ઉત્તમરામ મહેતા
,, પુરૂષોત્તમ સાંકળેશ્વર મહેતા
,, હરગોવિન્દ મણિશંકર

### (૨) સ્ટેશનકમિટી

શ્રીયુત તુળજારામ જયશંકર ભટ્ટ એમ. એ.
,, મગનલાલ અભયરામ પારનેરીઆ
,, ઇશ્વરલાલ સુરજરામ કૉન્ટ્રાકટર
,, વિઠ્ઠલભાઇ મહાસુખરામ પંડયા
,, જટાશંકર રવિશંકર પુરોહિત
,, સોમનાથ રતનશંકર
,, ઉમેદરામ પ્રાણશંકર
,, મગનલાલ મણિશંકર
,, નવનીતરામની વતી તેમના ભાઇ રા. ઠાકોરભાઇ ભાઇશંકર રાવળ તથા રા. ચંદુલાલ રામશંકર જાની

### (૩) ઉતારાકમિટી.

શ્રીયુત શિવશંકર નાનાભાઇ રાવળ
,, દલપતરામ નરભેરામ ઉપાધ્યાય
,, પ્રાણલાલ અભેરામ પારનેરીઆ બી. એ. એલ એલ. બી.
,, ધીરજરામ પ્રભુરામ પાઠક
,, સૂરજરામ રાજારામ કૉન્ટ્રાકટર
,, ઉમેદરામ જદુરામ સ્માર્ત
,, મૂળશંકર મગનલાલ વ્યાસ
,, ડાહ્યાભાઇ રવિશંકર મિસ્સર
,, રતનરામ ઉત્તમરામ ભટ્ટ
,, નંદકેશ્વર શ્રેલાશંકર બ્રહ્મા

### (૪) ઇન્સ્ટિટયુટકમિટી.

શ્રીયુત ગણપતરામ હરગોવિન્દ અધ્યારુ
,, મણિલાલ શામળદાસ દ્વિવેદી એમ. એ.
,, ધીરજરામ દલપતરામ વૈદ્ય
,, મહીપતરામ જગીઅતરામ વ્યાસ
,, આત્મારામ પ્રભુરામ ભટ્ટ
,, સૂરજરામ દયાશંકર પંડયા
,, હરિશંકર લક્ષ્મીશંકર ત્રિવેદી

### (૫) મેડિકલકમિટી.

શ્રીયુત શિવશંકર નાનાભાઇ રાવળ
,, નવનીતરામ ભાઇશંકર રાવળ
,, ધીરજરામ દલપતરામ વૈદ્ય
,, દલપતરામ ઠાકોરરામ ભટ્ટ
,, મૂળશંકર પ્રભાશંકર ભટ્ટ
,, હીરાલાલ શિવશંકર રાવળ મેડિકલ વૉલન્ટીયર

### (૬) વૉલન્ટીયરકમિટી.

શ્રીયુત મણિશંકર રણછોડજી વ્યાસ
,, શંકરલાલ કેશવલાલ ત્રિવેદી
,, ભોળાનાથ નર્મદાશંકર ત્રિવેદી

### (૭) કૉન્ટ્રાકટકમિટી.

શ્રીયુત જમિયતરામ નરભેરામ ત્રવાડી
,, ઠાકોરભાઇ ભાઇશંકર રાવળ

**(૮) વ્યવસ્થાપકકમિટી.**

શ્રીયુત મંછારામ ભગવાનજી ભટ્ટ, સ્વાગત મંડળના પ્રમુખ
,, રમાશંકર મયાશંકર ઉપાધ્યાય
,, નારણશંકર જગન્નાથ મહેતા
,, દલસુખરામ મગનલાલ દવે
,, ગણપતરામ અનુપરામ ત્રવાડી (તંત્રી)

**(૯) નિબંધ, કવિતાની પરીક્ષક કમિટી.**

શ્રીયુત મંછારામ ભગવાનજી ભટ્ટ
,, શિવશંકર બાપાલાલ રાવળ બી. એ.
,, ઉમેદરામ જદુરામ સ્માર્ત
,, મોહનલાલ મૂળશંકર ભટ્ટ.

# પરિશિષ્ટ ૪.

## ૬૧ સ્વયંસેવકોની નામાવલિ.

શ્રીયુત શંકરલાલ કેશવલાલ ત્રિવેદી અમદાવાદ
,, માધવલાલ કેશવલાલ ત્રિવેદી ,,
,, વિનાયકરાવ મોહનલાલ ત્રિવેદી ,,
,, શાન્તિલાલ કેશવલાલ ત્રિવેદી ,,
,, ચુનીલાલ પુરુષોત્તમ ઠાકર ,,
,, નૈષધરાય બાપાલાલ દ્વિવેદી ,,
,, કૃષ્ણલાલ દલસુખરામ દવે ,,
,, પોપટલાલ દલસુખરામ દવે ,,
,, પુરુષોત્તમ જેશંકર મહેતા ,,
,, જમીયતરામ નરભેરામ વલસાડકર ધરમપુર
,, પ્રાણજીવન મણિશંકર ભટ્ટ ધ્રાંગધ્રા
,, ગિરિજાશંકર દુલેરાય દવે ,,
,, છોટુભાઇ ઘેલાભાઇ જોશી બારડોલી
,, માણેકલાલ (મસ્તરામ) હરગોવિંદ પંડયા ભાવનગર
,, પ્રાણજીવન હરગોવિંદ પંડયા ,,
,, હરિલાલ અંબારામ ઠાકર ,,
,, માનશંકર ભીમજી જોશી ,,
,, ચુનીલાલ વનમાળી ભટ્ટ ભાવનગર
,, વિજયશંકર મૂળશંકર જાની ,,
,, બળવંતરાય કે. પંડયા ,,

શ્રીયુત જગન્નાથ શિવશંકર દ્વિવેદી ભાવનગર
,, મોહનલાલ ઓધવજી બધેકા ,,
,, તુળજારામ દયાશંકર વૈદ્ય મુંબઇ
,, ઇચ્છારામ બાળકરામ ,,
,, ઉમેદરામ પ્રાણશંકર પાઠક ,,
,, નર્મદાશંકર આર. ભટ્ટ ,,
,, જદુરામ લક્ષ્મીશંકર ભટ્ટ મહુવા
,, ગણપતિશંકર રણછોડજી વ્યાસ માંડવી
,, રણછોડજી હરિશંકર પંડયા ,,
,, નવનીતરામ વજેરામ ઉપાધ્યાય ,,
,, કેશવલાલ દયાશંકર જાની વઢવાણ
,, નર્મદાશંકર દયાશંકર જાની ,,
,, અંબાલાલ ગિરિજાશંકર દેશાઇ વાલોડ
,, સુરજરામ નંદરામ પંડયા ,,
,, દલપતરામ ઇચ્છારામ પુરોહિત વાંસદા
,, ભાલચંદ્ર ગણપતરામ માસ્તર ,,
,, ગજાનન જીવણરામ વાંસદા
,, ગોવિંદરામ મોરારજી જાની વડોદરા
,, ગૌરીશંકર લક્ષ્મીશંકર શુક્લ ,,
,, નારાયણલાલ બહેચરલાલ મહેતા ,,
,, વજેરામ જદુરામ પાઠક વ્યારા
,, ઝીણાભાઇ કાશીરામ ભટ્ટ ,,

શ્રીયુત નાથુશંકર લક્ષ્મીશંકર ભટ્ટ વ્યારા
,, પ્રાણશંકર વિષ્ણુરામ ,,
,, ચંપકલાલ જામયતરામ ત્રવાડી સુરત
,, કાન્તિલાલ પ્રભુશંકર મહેતા ,,
,, નવનીતલાલ નૃસિંહરામ પંડયા ,,
,, કાન્તિલાલ પ્રાણલાલ પારનેરીઆ ,,
,, દિનમણિશંકર મહાસુખરામ પંડયા ,,
,, ધીરજરામ ત્રિભુવન ભટ્ટ ,,
,, મોહનલાલ સાંકળેશ્વર મહેતા ,,
,, જમુભાઇ મણિશંકર ,,

શ્રીયુત ભોળાનાથ નર્મદાશંકર ત્રવાડી સુરત
,, ચંદુલાલ રામશંકર જાની ,,
,, ઇશ્વરલાલ ઠાકોરદાસ ,,
,, ગજાનન પ્રાણશંકર દેશાઇ સોનગઢ
,, અંબેલાલ કુશળરામ દેશાઇ ,,
,, રણછોડજી ગૌરીશંકર વ્યાસ ,,
,, મંછારામ ગૌરીશંકર ભટ્ટ ,,
,, મણિશંકર ચંદ્રશંકર ભટ્ટ ,,
,, નારાયણજી ત્ર્યંબકરામ ઉપાધ્યાય ,,



# પરિશિષ્ટ ૫.

## દશમા સંમેલનમાં ૩૪૪ પ્રતિનિધિતરીકે પૈસા ભરનારની કક્કાવારી નામાવલિ.

શ્રીયુત અમૃતલાલ ભવાનીશંકર અમદાવાદ
,, કાલિદાસ હરિભાઇ ,,
,, ગોવિંદલાલ છનુલાલ જાની ,,
,, છોટાલાલ મગનલાલ રાવળ ,, હાલ ઇડર
,, જગન્નાથ મનસુખરામ ભટજી અમદાવાદ
,, જટાશંકર દુર્ગાશંકર ,,
,, જયશંકર ગિરિજાશંકર મહેતા ,,
* ,, દામોદરદાસ સાંકળેશ્વર રાવળ ,,
,, નાથાલાલ સાંકળેશ્વર ત્રવાડી ,,
* ,, નાનાલાલ દેવશંકર જાની ,,
,, નંદલાલ મોરારજી રાવળ ,,
* ,, પ્રભાશંકર નારાયણજી અધ્યારુ ,,
,, પ્રાણગોવિંદ રાજારામ ઠાકર ,,
* ,, બાપાલાલ છગનલાલ દવે ,,
,, બાપુશંકર ગિરિજાશંકર ,,
,, મણિલાલ ગણપતરામ ,,

શ્રીયુત મણિલાલ જેઠાલાલ મહેતા અમદાવાદ
* ,, માણેકલાલ મોતીલાલ દવે ,,
* ,, માધવલાલ નર્મદાશંકર ,,
,, મૂળશંકર મગનલાલ રાવળ ,,
,, મોહનલાલ જુગલદાસ દ્વિવેદી ,,
,, રણછોડલાલ રામજી જાની ,,
* ,, રેવાશંકર જગજીવન દવે ,,
* ,, વિદ્યારામ દલસુખરામ જાની ,,
* ,, શિવશંકર બાપાલાલ રાવળ બી. એ. ,,
,, દયાશંકર મોતીરામ ત્રિવેદી આકોલા
* ,, મોહનલાલ દોલતરામ ઇડર
* ,, મોરેશ્વર જગન્નાથજી ઇંદોર (શાહદા)
,, ઉત્તમરામ દયાશંકર ઉનાવા
,, મહાસુખરામ મંગળજી ,,
,, હરગોવિન્દ દલસુખરામ રાવળ ,,
,, હરનારાયણ ભૂધરજી ,,

શ્રીયુત દુર્લભરામ કલ્યાણજી શુક્લ ઉમરગામ
,, હરગોવિંદ અંબાશંકર જાની ઉસરડ
,, હરિશંકર શિવશંકર શાસ્ત્રી અંકલેશ્વર
*,, ભગવાનજી ગોવિંદજી વ્યાસ આંબલીઆળા (જોડીઆ)
,, અંબાલાલ નાનાલાલ ત્રવાડી કડી
,, નંદકિશોર હીમતલાલ ભટ્ટ ,,
,, બાપાલાલ લલ્લુભાઇ ભટ્ટ ,,
,, માણેકલાલ અંબાલાલ આચાર્ય ,,
*,, શંકરલાલ લલ્લુભાઇ ભટ્ટ બી. એ. ,,
,, અનુપરામ હરગોવિંદ રાવળ કઠલાલ
,, મોહનલાલ કૃષ્ણરામ ભટ્ટ કરમલા
*,, ઇશ્વરરાય નરભેરામ પંડયા કરાંચી
,, છગનલાલ ત્રિભુવન દવે ,,
,, જગજીવન જેઠાલાલ દવે ,,
*,, જટાશંકર હરિભાઇ મહેતા ,,
,, નાગેશ્વર નથુરામ રાવળ ,,
,, મણિશંકર સોમનાથ રાવળ ,,
,, લાલશંકર કૃપાશંકર કાનામાંગરોળ
,, રેવાશંકર દુર્લભજી મહેતા કાલાવડ
,, વિશ્વનાથ ભવાનીશંકર પંડયા ખતલવાડા
,, ભાઇશંકર કેવળરામ પંચોળી ખેરવા
,, મૂળશંકર ગૌરીશંકર શાસ્ત્રી ,,
*,, અંબાલાલ છગનલાલ શાસ્ત્રી ખંભાત
,, મણિલાલ મોતીરામ ત્રિવેદી ,,
*,, રામનારાયણ નાનાભાઇ ,,
,, જદુરામ લલ્લુરામ ભટ્ટ ગોઝારીઆ
,, દેશાઇભાઇ વાઘજીભાઇ ચકલાશી
,, લલ્લુભાઇ મયારામ જોશી ,,
*,, દેવશંકર રામેશ્વર પંચોળી ચાણસ્મા
*,, કરસનજી જીવરામ આચાર્ય ચુડા
,, માધવલાલ કુબેરજી રાવળ ,,
,, લક્ષ્મણપંત મોરેશ્વર ભટ્ટ ,,
,, ગોપાળ પુરુષોત્તમ ભટ્ટ ,,
,, જટાશંકર વિઠ્ઠલજી વ્યાસ જામનગર
,, જીવણરામ મયારામ શાસ્ત્રી ,,

*શ્રીયુત મણિશંકર અંબારામ રાવળ બી૦ એ૦ જામનગર
*,, મણિશંકર તુળશીરામ પાઠક ,,
,, યશવંતરાવ ગિરિજાશંકર શાસ્ત્રી જેતપુર
,, ભીખાભાઇ પ્રાણજીવન ટીટવાલા જી. થાણા
*,, ત્રિભુવન કૃષ્ણરામ દ્વિવેદી થામણા
,, દામોદર લીલાધર ઠાકર દડવી
,, જગન્નાથ ગોવિંદરામ દમણ
,, જગન્નાથ સદાશિવ પાઠક ,,
,, ડાહ્યાભાઇ અંબારામ પંડયા ,,
,, દુર્લભરામ મયારામ પંડયા ,,
,, પુરુષોત્તમ ત્રિકમજી પંડયા ,,
,, રામશંકર સદાશિવ પાઠક ,,
,, લક્ષ્મીશંકર અંબારામ પાઠક ,,
,, હરિશંકર પુરુષોત્તમ પંડયા ,,
,, મોહનલાલ હરગોવિંદ મહેતા દસાડા
,, ધીરજરામ ચંદ્રશંકર અગ્નિહોત્રી દીહેણ
,, નરોત્તમ હરનારાયણ ધરમપુર
,, હરિપ્રસાદ જદુરામ પુરોહિત ,,
,, નર્મદાશંકર ગૌરીશંકર ભટ્ટ ધ્રાંગધ્રા
,, મૂળશંકર મોતીરામ રાવળ ,,
,, ગિરધરલાલ દલસુખરામ વ્યાસ નવસારી
,, ગોપાળ વિઠ્ઠલ પંડે નંદરબાર
,, બાળાશંકર પરશુરામ ,,
,, ચંદુલાલ મનસુખરામ વ્યાસ નાંદોદ
*,, નારાયણજી છનુભાઇ દ્વિવેદી નાંદોલ
,, મણિલાલ શામળભાઇ દ્વિવેદી એમ. એ. ,,
*,, લાભશંકર શામળભાઇ દ્વિવેદી બી. એ. ,,
,, આશારામ જેઠાભાઇ ભટ્ટ (કવિ) પણસોરા
,, રામશંકર પ્રેમશંકર વૈદ્ય પલસાણા
*,, મનરાખરામ હરિભાઇ શુક્લ પાટડી

શ્રીયુત અંબાલાલ ગોપાળજી વ્યાસ પાટણ
,, અંબાલાલ લજ્યાશંકર આચાર્ય ,,
,, કૃષ્ણારામ પ્રહલાદજી રાવળ ,,
,, ગુણવંતલાલ વિદ્યાશંકર ઝવેરી ,, (મુંબઇ)
,, ગુલાબશંકર જયશંકર ઇનામદાર ,,
,, જમનાલાલ મનસુખરામ અધ્યારુ ,,
,, નારણશંકર નથુશંકર ઇનામદાર ,,
,, મથુરલાલ માણેકલાલ અધ્યારુ ,,
,, મોતીલાલ માણેકલાલ અધ્યારુ ,,
,, રતનલાલ મણિશંકર ઇનામદાર ,,
,, રતનલાલ મણિશંકર રાવળ ,,
,, લજ્યારામ કેશવરામ જોશી ,,
*,, વિદ્યાશંકર કરુણાશંકર આચાર્ય (વકીલ) ,,
,, હીરાલાલ ખુશાલરામ દવે ,,
,, ઇચ્છારામ ફકીરભાઇ પારડી
*,, ડૉ. અંબારામ હરિશંકર જોશી ,,
,, કૃષ્ણારામ નરભેરામ પંડ્યા ,,
,, કૃષ્ણારામ નારાયણ પંડ્યા ,,
,, ગિરિજાશંકર આત્મારામ જોશી ,,
,, જગન્નાથ કેશવરામ ,,
,, મોહનભાઇ ઝીણાભાઇ પંડ્યા ,,
,, રવિશંકર પ્રાણશંકર પંડ્યા ,,
,, વલ્લભરામ કૃષ્ણારામ ભટ્ટ ,,
,, જગજીવન પુરુષોત્તમ પંડ્યા પાલીઆદ
*,, જટાશંકર જુઠાભાઇ બી. એ. પેટલાદ
,, ઉમીયાશંકર જુઠાભાઇ ,,
,, નારાયણ કેશવરામ ભટ્ટ બગવાડા
,, ઇચ્છારામ તુળજારામ દેશાઇ બલેશ્વર
,, કલ્યાણજી અંબારામ ભટ્ટ ,,
,, જદુરામ દુર્લભરામ ભટ્ટ ,,
,, દલપતરામ શિવાનંદ પાઠક ,,
,, નથુરામ કૃષ્ણારામ ભટ્ટ ,,
,, આદિતરામ શિવશંકર વ્યાસ બારડોલી

શ્રીયુત કલ્યાણજી હરિશંકર જોશી ,,
,, કેશવરામ પુરષોત્તમ જોશી ,,
,, ગજાનન હરગોવિંદ ,,
,, ગણપતરામ કલ્યાણજી અધ્યારુ ,,
,, ગણપતરામ મયાશંકર જોશી ,,
,, ગૌરીશંકર પ્રેમશંકર વ્યાસ ,,
,, ઘેલાભાઇ ભગવાનજી જોશી ,,
*,, તુળજારામ નંદરામ વ્યાસ બી. એ. એલએલ. બી. ,,
,, દયાશંકર મયાશંકર જોશી ,,
,, દયાશંકર શિવશંકર પાઠક બારડોલી
,, દલપતરામ મંછારામ વ્યાસ ,,
,, દુર્લભરામ મયાશંકર ભટ્ટ ,,
,, નરભેરામ કરૂણાશંકર વ્યાસ ,,
,, નરોત્તમ હરનારાયણ પાઠક ,, (ધરમપુર)
,, ત્ર્યંબકરામ આણંદરામ વ્યાસ ,,
,, ત્ર્યંબકરામ કૃષ્ણારામ અધ્યારુ ,, (વાંસદા)
,, પુરુષોત્તમ ગોપાળજી ભટ્ટ ,,
,, પ્રભુરામ ગોપાળજી ભટ્ટ ,,
,, પ્રભુશંકર દયાશંકર પાઠક ,,
,, પ્રાણશંકર દયાશંકર પાઠક ,, (વાંસદા)
,, ભાઇશંકર રઘુનાથજી જોશી ,,
,, મણિશંકર ગિરિજાશંકર શુકલ ,,
,, મણિશંકર મોરારજી અધ્વર્યુ ,,
*રા. બ. માધવરામ હરનારાયણ વ્યાસ (બારડોલી)
શ્રીયુત મંછારામ તુળજારામ ,,
,, રામશંકર જદુરામ ત્રવાડી ,,
,, લક્ષ્મીશંકર મોરારજી વ્યાસ ,,
,, લક્ષ્મીશંકર મંછારામ વ્યાસ ,,
,, વજેરામ હરનારાયણ વ્યાસ ,,
,, હરગોવિન્દ હરનારાયણ વ્યાસ ,, દીવાન સાહેબ રાધનપુર
,, હરિપ્રસાદ દુર્લભરામ ઉપાધ્યાય ,,
*,, મોહનલાલ મૂળશંકર ભટ્ટ બાવળા

૪—રા. રા. મંછારામ ભગવાનજી વડોદરા તથા સુરતવાળા.

૫—રા. રા. દામોદરદાસ સાંકળેશ્વર અમદાવાદવાળા.

૬—રા. રા. મણિશંકર ગૌરીશંકર કાઠિયાવાડ.

આ પ્રમાણે છ નામોથી લોનોના કટકા લેવાઇને તે કલ્યાણજી નારણજીને સોંપાએલા પણ તેનું વ્યાજ કોઇ વખત ત્યાર પછી સમાજમાં રજુ થવાનું મારા જાણવા સમજવામાં નથી અને જો ટ્રેઝરર રા. દામોદરદાસભાઇને અપાયું હોય તો તેઓ તરફથી ખબર મળશે.

પરન્તુ એ તો ચોક્કસ કે તે વ્યાજની કે તેમાંની રકમની કાંઇ વ્યવસ્થા ત્યાર પછી સમાજના હિત કે ઉપયોગ માટે થઇ નથી; અને શોચનીય બનાવ એ બન્યો કે ભાઇશ્રી કલ્યાણજીભાઇનો સ્વર્ગવાસ થયો; પછી તેમનાં પત્ની અને ભાઇ પાસે ગવર્નમેન્ટ લોનોના કાગળોની ઉઘરાણી થઇ પણ તે આપવામાં ન આવ્યા તેમ સમાજ તરફથી તે મેળવવા કે તેને માટે ઉપાયો લેવામાં પુરતી કાળજી પણ ન રખાઇ, જેને પરિણામે એમ સાંભળવામાં છે કે તે લોનો જો કે છના નામે છતાં પણ તે એકના નામ અને સહીથી વેચાઇ ગઇ છે અને તેનાં નાણાં કલ્યાણજી નારણજીના ઘરમાં આવેલ ને તેમની વિધવા કે ભાઇના હસ્તગત છે.

આ પ્રમાણે મોટી અને મુખ્ય રકમ મૈયત બંધુ કલ્યાણજીભાઇ તરફ રહી છે અને શેષ ભાગ રીતસર રા. દામોદરદાસને સોંપાએલ તેમની પાસે હોવો જોઇએ તે તો ચોક્કસ છે; અને મૈયત બંધુ ગિરજાશંકરભાઇ તથા હયાત બંધુ છગનલાલ (વઢવાણવાળા) પાસે કાંઇ રહ્યું કે કેમ ને રહ્યું તો શું તેની મારી માહેતી નથી પણ મંત્રીઓ તરીકે તેમની પાસે રકમો આવેલી ખરી અને તેમાંથી શું રહ્યું તે સમાજના દફતરપરથી જાણી શકાશે. એ પ્રમાણે મારી માહેતી છે તે વિદિત થાય. દા. મણિશંકર ગૌરીશંકર.

---

ધ્રાંગધ્રા તા૦ ૨૫-૩-૧૩.

સ્વજ્ઞાતિ હિતકર વડીલ બંધુ ગણપતરામભાઇ, લી. સે. મણિશંકર ગૌરીશંકરના નમસ્કારસાથ વિનતિ કે-જ્ઞાતિહિતકર જુદાં જુદાં સ્થળના બંધુઓનું સમ્મેલન આજથી શરૂ થતાં-પ્રસંગોના વખતે પ્રથમ તો અધ્યક્ષસ્થાને બિરાજેલા મહાત્માશ્રી પૂજ્યપાદ નથુરામશર્માને હું અભિનન્દન કરૂં છું કે તેમના પૂર્ણ પ્રતાપે ને તપો બળે આપણી જ્ઞાતિનું શ્રે

થાય અને અસ્તવ્યસ્ત થએલ બલ તેજ પાછું આવી હાલના જમાનાની પ્રવૃત્તિમાં શ્રેયસ્કર રીતે કાર્યવાહી થઇ પડે-ત્યારબાદ જ્ઞાતિરત્ન-ઇશ્વરી પ્રસાદને પાત્ર અને વ્યાવહારિક કુશળ વડીલ બંધુઓ માધવરામભાઇ અને અંબારામભાઇને પ્રણામપૂર્વક વિનતિ કે આપ બન્નેની સાથે ત્રીજા ગણપતરામભાઇ-એ વ્યવહારદક્ષોની ત્રિપુટી મળી છે ત્યાં જ્ઞાતિની વ્યાવહારિક સ્થિતિ સુધરે એવાં સંગીન પગલાં ભરાશે એમ ઉમેદ છે, ને છેવટ સમાજના તમામ એકત્ર થએલ ભાઇઓની સેવામાં મારા નમસ્કાર સાથ વિનતિ કે ઉપરના પ્રયાસમાં તેઓ જીગરથી મદદ કરીને જ્ઞાતિ સુધારણાના પુણ્યમાં પોતપોતાનો ભાગ બજાવશે.

મારાથી આવી શકાતું નથી તેને માટે મારી માગી હવે મારા વિચારો ટુંકમાં પ્રદર્શિત કરવા રજા લઉં છઉં:—

૧—પ્રથમ તો બંધારણમાં ગમે તેવી બારીકીની યોજના કાગળ ઉપર દેખાશે પણ જ્યાંસુધી જુદા જુદા સંઘાઓ અને અગત્યનાં સ્થળોના પટેલો કે વૃધ્ધો કે વડીલોને બંધારણમાં સામેલ કરવામાં આવશે નહિ, ત્યાંસુધી સમાજની સાર્થકતા-જ્ઞાતિસુધારણામાં તો જોવામાં આવશે નહિ. કેમકે જ્ઞાતિ રિવાજોમાં ફેરફાર કરવાને હિતકર નિયમો પ્રમાણેનું વર્તન દાખલ કરવામાં કાર્યનિર્વાહક પુરૂષો વિના તે બની શકે નહિ-અથવા તો

૨—સ્થાનિક સંઘાઓ કે સમુદાયોમાં જ્ઞાતિ સંબંધી કામ હાલ જે રીતે થાય છે તે બંધારણ અને રીતિમાં ફેરફાર થઇને દેશકાળ અનુસાર ચાલવાવાળા કે વિચાર ધરાવવાવાળાઓને જ્ઞાતિના અગ્રેસરોમાં ભેળવવાને માટે યોજના થાય તો સમાજના વિચારો અમલમાં આવે; નહિતર તો વર્ષોનાં વર્ષો સમાજો કે સમ્મેલનો મેળવીને ખર્ચ કરવામાં ફાયદા જોવામાં આવે તે માત્ર એજ કે:—

૩—એક બીજાને મળવા હળવા-ઓળખવા અને સ્નેહસંબંધ-અંગત-વધારવાનો લાભ મળે-ઉપરાંત એક બીજાના વિચારોની છુટથી આપ લે થાય-અને તેવી રીતે સમૂહ કેળવાય અને કાંઇક વિશેષ પોતાના સારા વિચારોમાં વિશ્વાસ અને દૃઢતા બંધાય.

૪—કેળવણી ફંડનું યોગ્ય ને સુદૃઢ બંધારણ બંધાય અને જ્ઞાતિબંધુઓને વિશ્વાસપાત્ર થઇ પડે તો જ્ઞાતિનાં બાળકોને કેળવણી આપવામાં નાણાં અને સાધનોની જરૂરીયાતો સમાજથી કે સમાજદ્વારા પુરી પાડી

શકાય પણ તેમાં મુખ્ય વાત નાણાં શી રીતે એકઠાં થાય છે, કયાં એકઠાં થાય છે, કોને સોંપાય છે અને કયા બંધારણે તેની શી વ્યવસ્થા થાય છે તે ઉપર આધાર રહેશે; નહિતર તેનો ગેરઉપયોગ કે દુરૂપયોગ તો સમજી લેવાનોજ છે અને તે ચોક્કસ પણ ગણવોજ. હવે આ સંબંધમાં સમાજનાં નાણાંની પાછલી સ્થિતિ આપને પ્રથમના પત્રમાં લખી જણાવી છે. તે ધ્યાનમાં લઇને તે અનુભવથી વિશેષ કાર્યકુશળ થવાની જરૂરીયાત છે. તેમાં મારો પોતાનો અંગતમત હવે એ થતો જાય છે કે સમાજ પાસે કે સમાજને નામે મોટું નાણાનું ભંડોળ એકઠું કરવું કે તેની વ્યવસ્થા કરવાનું માથે રાખવું તે બધી બાબતોમાં યોગ્ય રીતે બની શકશે નહિ કેમકે આપણામાં સામાજિક ઉન્નતિની કેળવણી અને વિચારોની ખામી સાથે શાસ્ત્ર અને મન તથા તેવા ગુણોની પણ ખામી છે; અને તેથી તેવાં મોટાં ફંડોની ગેરવ્યવસ્થા કે દુરૂપયોગ થએલા દાખલાઓ ઘણા જોઇએ છીએ. વાસ્તે સમાજે તો બને ત્યાંસુધી deliberative & discursive બોડી રહેવું; પણ તે સાથે પ્રવૃત્તિ ( active steps )માં ક્યાં ઉતરવું કે જે સ્થળે સમ્મેલન થએલ હોય તે સ્થળની જ્ઞાતિના જુદા જુદા સંઘા કે જથ્થા કે એવાં તડો હોય કે જે એક બીજા સાથે જમવા જમાડવાનો પણ વ્યવહાર ન રાખતાં હોય તેમને એકઠાં કરીને સમાજના ઉદ્દેશો પાર પાડવા માટે જે જે કરવાનું તે પરિપૂર્ણ રીતે ત્યાં કરાય તેવો પુરતો પ્રયાસ ત્યાં કરવો અને એકત્ર થએલ મહાત્માઓ-કાર્યદક્ષ પુરૂષો, વિદ્વાનો અને ઉત્સાહીઓનો કાળક્ષેપ અને શક્તિનો વ્યય માત્ર ચર્ચામાં નહિ કરતાં જે આપણે ખરી રીતે કરવા ધારીએ છીએ, તે તે સ્થળે કરી બતાવવું; એટલે કે સુરતમાં સમાજ કે જ્ઞાતિહિતના વિરૂદ્ધના જે જે મતભેદો હોય તે સમજાવી કઢાવીને બનતી એકત્રતા કરાવવી તથા એક સગવડતા માટે જે જે પેટા ભાગો હોય-જેમ કે જમાડવા જુડાડવામાં કેટલાએક માણસોથી આખો સમુદાય જમાડી ન શકાય માટે તડ કે સગાબાદના વિભાગ હોય તે તે કારણો માટે રહેવા દઇને પંક્તિભેદના જેટલા બાદો હોય તે કઢાવીને સપંકત ભોજનવાળા ઉદીચ્ય સહસ્રોમાંના હરકોઇ સ્થળે કન્યા અપાય અને લેવાય તે બાબતની હીલચાલ ઘણા આગ્રહથી કરવા જેવી છે. તેનું વિશેષ વિવેચન આગળ ઉપર આપીશ; પણ અત્રે તો એટલુંજ દિગ્દર્શન કે આવી આવી બાબતોમાંની એક બે પણ બની શકે તેટલી ખંત અને આગ્રહથી ઉપાડીને તેનો નીવેડો લાવવો અને કાંઇ કર્યું છે

એમ સંગીનતાનો સંતોષ લેવો ને નહિ કે મોટા ગાર્ડમાં સમાય કે ઑમનીબસમાં માય તેટલા સંખ્યાબંધ ઠરાવો વંચાવી કાગળ ઉપર ચીતરીને વીખેરાઇ જાવું.

જ્ઞાતિહિતની આવી સંગીન એક બે બાબતો સ્થાનિક નક્કી કર્યા બાદ તેજ સ્થાનકે જ્ઞાતિ બાળકો કે જ્ઞાતિ બાળકીઓ કે વિધવાઓ માટે કરવાનું કાર્ય પણ ત્યાં ને તેજ સ્થળે સમ્મેલનની બેઠકમાં ઉકેલવું ને કરી બતાવવું અને તે સંસ્થાને સમાજની સંસ્થા નહિ રાખતાં સ્થાનિક સંસ્થા બનાવી દેવી કેમકે સમાજ તેના ઉપર દેખરેખ રાખી શકે નહિ અને સમાજનું તમામ કામ આખા વર્ષમાં એક મંત્રી ( Secretary ) ઉપર અને એક કોષાધીશ ( Treasurer ) ઉપર હોઇને તેઓ પહોંચી શકે નહિ તેમ ગેરઉપયોગ પણ થાય અને સમાજની મેનેજીંગ કમિટી કે વર્કિંગ કમિટીનો સંતોષ લેવો તે પણ નિરર્થક છે. તે બદલ સ્થાનિક કમિટી નીમીને તેને તે કાર્ય સોંપવું અને સમાજે તો માત્ર તે કાર્યને માટે સમ્મેલનમાં ચર્ચા ચલાવીને બની શકે તેટલી નાણાની મદદ એકઠી કરી આપવી; નહિતર અમદાવાદ વિદ્યાર્થીભવન જેવું થાશે-કે તે સમાજની સંસ્થા મનાતાં સમાજનાં નાણાં તેમાં આપવાં પડતાં હશે; અને સ્થાનિકવાસીઓની તેપર કાંઇ સત્તા કે દેખરેખ નહિ હોય તેથી બોર્ડિંગની વ્યવસ્થા ઠીક સંભળાતી નથી; વાસ્તે સમાજે તેવાં સ્થાનિક સંસ્થાનાં કામો વોરી લેવાં કે વળગાડવાં નહિ; પણ માત્ર કેળવણીને માટે એક ફંડ રાખવું, તેમાંથી સ્થાનિક ઉપયોગ માટે સ્થાનિક કમિટીને રકમ કે વ્યાજ સોંપી આપવુંને સંસ્થાની વ્યવસ્થાનું કામ ને જવાબદારી સ્થાનિક કમિટીઓ ઉપરજ નાખવી. સમાજે નાણાંની વ્યવસ્થા કરવાની તે ફકત સ્થાનિક સંસ્થાઓને આપવા ઉપરાંત દર વર્ષ સમ્મેલનમાં તે વર્ષમાં પરીક્ષાઓમાં પસાર થનાર વિદ્યાર્થીઓને પારિતોષિકો આપવાનું રાખવું. તે પારિતોષિકો-માત્ર ઇંગ્રેજી વિદ્યાર્થીઓનેજ નહિ પણ સંસ્કૃત ભાષા-તેમજ જ્યોતિષ-વૈદક-વિગેરે જુદા જુદા ધંધાર્થીઓ તેમ કૌશલ્યતાનું કામ શીખનારાઓને પણ આપવાં કે જેથી આપણી જ્ઞાતિમાં કેવી કેવી સ્થિતિવાળા અને કેવાં કાર્યો માટે ઉત્સુક બાળકો છે તેની ગણત્રી અનાયાસે સમ્મેલનમાં થઇ જાય. અને આવી પધ્ધતિથી પાસ થનારાઓએ તરતજ પોતાનાં નામો લખી મોકલવાં. પૈસા સંબંધી આ

એકકે એવા કાર્ય સિવાય બીજા પ્રકારની સ્થાનિક સંસ્થાઓ ચલાવવાનું કામ કે જોખમ સમાજે માથે લેવું તે ઇષ્ટ નથી.

પણ ખરૂં જે કન્યા વ્યવહારનો વિસ્તાર વધારવાનું કાર્ય છે તે કેટલે દરજ્જે પછાત છે ને તેથી કેટલી મુશ્કેલીઓ નડે છે તેનો ચિતાર સાથેના કાગળથી આવશે. તેથી તે અસલ બીડું છું. અને ઉપરના અનુસન્ધાનમાં બાકીના વિચારો હવે પછી બતાવીશ. હાલ સવારમાં આઠ વાગતે કોર્ટમાંજ વખત થઇ જતાં આ પત્ર બંધ કરૂં છું.

(થોડા અક્ષરો ફાટી જવાથી ત્યાં પ્રશ્ન ચિન્હ મૂકવાં પડયાં છે.)

વિ. સે. મણિશંકરના સૌની સેવામાં સાષ્ટાંગ પ્રણામ.

---

ધ્રાંગધ્રા તા. ૨૫-૩-૧૩

સૌજન્ય સુધાકર જ્ઞાતિહિતકર વિદ્વદ્વર્ય-વ્યવહારદક્ષ-વડીલબંધુ

ગણપતરામભાઇની સેવામાં મુ. સુરત.

આજે સવારે ટપાલના વખત પહેલાં બની શકે તેટલું ઉતાવળે લખી મોકલ્યું છે, તેના અનુસન્ધાનમાં ગાંડુંગોપાળું (please, excuse Kathiavadi conventionalism) પણ સુઝી આવે તેવું લખી જણાવવાની ફરજ સાથે આપના તરફથી તે આપ નિમિત્ત થએલ છે તેથી તસ્દી આપું છું. તેમાંથી યોગ્યતાની ચાળણીમાં ચાળીને સમાજ સમક્ષ વાજબી અને જરૂરીયાતી જણાય તેટલુંજ રજુ કરવા વિનતિ છે.

છેલ્લા પત્રમાંની છેલ્લી બાબત-પંકિત વ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર થવા માટેની છે એટલે કે "ઉદીચ્ય સહસ્ત્ર"ની સંજ્ઞાથી ઓળખાતા દ્વિજોની અંદરનું સંજ્ઞાનું રહસ્ય તપાસીએ તો અભેદ કે ઐકયતાને બદલે ભેદાભેદ અને વિરુદ્ધતા વધી પડી જણાય છે. એક તરફથી પૂર્વનું તપોબળ, બ્રહ્મચર્ય અને બ્રહ્મતેજ નષ્ટ થયાં; તે સાથે કે પછી પછી ઉદીચ્ય સહસ્ત્ર તરીકે પ્રાપ્ત થએલ ગીરાસ પણ ખોવા માંડયો અને વિદ્યા પણ ખોઇ એટલે ભિક્ષુક સ્થિતિમાં આવી પડયા. તે સ્થિતિમાં છિન્નભિન્ન વીખરાએલા, આચારવિચાર અને રીતરિવાજોમાં જુદા પડતા અને મુસાફરીનાં હાલનાં સાધનો અને સરળતાને અભાવે એકબીજાની ઓળખાણની પણ ખાત્રીને અભાવે તો સૌ પોતપોતાનું જાળવી-બાઝી રહે તેજ તે દેશકાલને

અનુકૂળ અને ઇષ્ટ હતું; પણ હવે ઈશ્વરકૃપાથી કેળવણી અને કેળવાએલાં સાધનો સાથે આપણી બાહ્ય દૃષ્ટિની દૃષ્ટિમર્યાદા પણ વિસ્તાર પામી છે. જુદાં જુદાં સ્થાન પરત્વેના પણ એક સંજ્ઞા-એક ધર્મ અને એકત્ર હિતથી બંધાએલા જ્ઞાતિબંધુઓને ઓળખવા પીછાનવા માંડયા છીએ. જ્ઞાતિબંધુ-ઓ છીએ એમ કબુલ કરીને એકબીજા સાથે અગાઉ પંક્તિ ભેદ રહેતો તે નીકળી જઇ સપંકત ભોજનવ્યવહારવાળા થયા છીએ; છતાં બીજા વ્યવહારો અને રીતરિવાજોમાં હજુ તદન નિરાળા નિરાળાજ રહયા છીએ. તે એટલે સુધી કે અગાઉ એક સ્થાન પરત્વે ઉદીચ્ય-શ્રીમાળી-પ્રશ્નોરા-નાગર વગેરે જુદા જુદા રીતરિવાજવાળા પણ સઘળા બ્રાહ્મણો ગણાઇ મનાઇને જમવા, ખાવા, પીવાના વ્યવહારમાં જુદા જુદા કે 'અડીશ આભ-ડીશ'ની ભિન્નતામાં પડયા નહોતા. તેમાં હવે ઉંચ નીચ મનાઇને તેઓ એકબીજાથી તદન નિરાળા પડયા કે પડતા જાય છે. તેમ પ્રથમ જે તેમની અંદર અંદર ખાવાપીવા માટે એકત્ર વ્યવહારનોજ માત્ર સંબંધ હતો તેટલોજ સંબંધ હવે બહારના જ્ઞાતિભાઇઓ સાથે જોવામાં આવે છે એટલે કે સિધ્ધપુર અને શીહોર એ બે મોટા સંપ્રદાયો હશે કે સિધ્ધપુર-અમદાવાદ-વીરમગામ-વઢવાણ-હાલાર-મથુરાં-કાશી--ઉજ્જન-રતલામ-ખરેડી અને ગોહેલવાડી સંવાઓ હશે, તો તેમના વચ્ચે ઐકયતા માત્ર (ઓળખાણ પડે કે સ્વીકારવામાં આવે તો) એક પંકિતએ પારકાને ત્યાં ભોજન કરવાનીજ છે. બાકીના બ્રાહ્મણ તરીકેના ધર્મો અને રીત-રિવાજ વ્યવહારોમાં પણ ઘણીજ ભિન્નતા છે. તેને પરિણામે કન્યા આપવા લેવાનો વ્યવહાર ઘણોજ સંકુચિત અને મર્યાદિત છે અને તે મર્યાદાનો વિસ્તાર વધારવા એક તરફથી સમાજની ઉત્પત્તિના સમયથી પ્રયાસો ભાષણોમાં ને વિચારોમાં ચાલે છે ત્યારે બીજી તરફથી વ્યાવહારિક પ્રવૃત્તિઓ તે મર્યાદાને વધારે ને વધારે સાંકડી કરતી જાય છે. જેથી સમાજે આ સવાલ હાથમાં લઇને દરેક સમ્મેલન વખતે તેની પૂરી ચર્ચા ચલાવીને તે સ્થાને તો તે સંબંધીનું કાર્ય સંગીન પાયા ઉપર મુકવાની પૂરી જરૂરીયાત છે, કારણકે નહિતર વ્યાવહારિક મુસ્કેલીઓ સૌને નડે છે તે ઉપરાંત-કન્યાવિક્રય-વરવિક્રય-બાળલગ્ન-બાળવૈધવ્ય અને તે લગતા અના-ચારોનુ મૂળ આ સંકુચિત મર્યાદામાંજ છે એમ મારૂં નમ્ર પણ દૃઢ માનવું છે. હવે વ્યાવહારિક દૃષ્ટિએ કેટલીક સૂચનાઓ રજુ કરવા રજા લઉં છઉં.

૧. પ્રથમ તો અમારો ગોહીલવાડી સંવા લઉં છઉં. આ સંવા તે શીહોર સંપ્રદાયનો મોટો ભાગ જે હાલ ગોહેલવાડમાં છે તે છે. શીહોર સંપ્રદાયમાં તે સંવા ઉપરાંત ખરેડી, ગઢિયા વગેરે સંવા છે તે સોરઠ અને હાલારમાં છે. વઢવાણ અને હળવદ-મોરબી પણ પ્રથમ તો શીહોર સંપ્રદાયમાંજ હશે, પણ હાલ વઢવાણ અને ધ્રાંગધ્રા મોટે ભાગે વીરમગામ તરફે પોતાને સિધ્ધપુર સંપ્રદાયી ગણાવા કે મનાવા માગે છે, ત્યારે હળવદ મોરબી પોતાને પોતાના સંપ્રદાયથીજ ઓળખાવા માગે છે.

ગોહેલવાડી સંવામાં ધર્મઘોળિયા અને લેવડદેવડિયા એવા બે મોટા ભાગો—કન્યાના વ્યવહાર પરત્વે છે. ધર્મઘોળિયા એટલે કે શાસ્ત્ર-નિયમ અને વિધિ પ્રમાણે કંકુને ચાંદલે કન્યા આપવાવાળા અને વર પાસેથી તે નિમિત્તે કે બીજે નિમિત્તે પણ તે કાર્ય માટે એક પાઇ પણ સ્વીકારવા વાળા નહિ. કન્યાને માટે સ્ત્રીધન તરીકે માત્ર રૂા. ૧૨૦) એકસો વીશની રકમ સૌને માટે એક સરખી મુકરર થઇ છે, તે સિવાય કન્યાને નામે કે નિમિત્તે પણ એક પાઇનો સ્વીકાર નહિ કરવાવાળા-તેઓ દરબીયા પણ કહેવાય છે. તેમનાં ઘર ગોહેલવાડી અગીયારશેં ઘરોમાંથી માત્ર પાંચસો કે તે લગભગ હશે. તેમની દીકરીઓ દેવા લેવાનો વ્યવહાર તેટલામાંજ ચાલે છે.

અગીયારશેંમાં બીજો મોટો વર્ગ લેવડદેવડિયાનો એટલે કે કન્યા નિમિત્તે એક બીજા સાથે જરૂરીયાત મુજબ ઠરાવ કરીને ઘરેણાંના કે લુગડાંના રૂપમાં કે રોકડ તરીકે રકમ લેવા અને દેવાવાળા-આ વર્ગનાં તમામ ઘરો હજુ મૂળ વ્યવહારને વળગી રહ્યા છે એમ નથી. એટલુંજ નહિ પણ અમુક અમુક ઘરો તો આજે ૧૦૦-૬૦ કે ૫૦ વર્ષથી પોતાની દીકરીઓ ધર્મઘોળિયાની માફક કંઇ પણ લીધા સિવાય પરણાવે છે; છતાં પણ તેમનો મૂળ વ્યવહાર બાધવાળો એટલે હજુ તે આરોપ તેમને વળગાડી રાખીને ધર્મઘોળિયાવર્ગ-તેમનો પોતાના વર્ગમાં સ્વીકાર કરતા નથી; એટલે તેમને દીકરીઓ આપતા તો નથીજ. પણ તેમની દીકરીઓ લેવામાં પણ આચકો ખાઇને-બીજ વર કે ત્રીજ વરને પ્રસંગેજ તેમનામાંથી દીકરીઓ લાવે છે.

ઉપરના બે મોટા વર્ગના વ્યવહારોમાંથી ત્રીજો એક વર્ગ સામસામું કરવાવાળાઓનો ઉપસ્થિત થયો છે; એટલે કે પહેલા વર્ગમાં જેઓ બહુ

ગરીબ કે બીજી રીતે વંસ વિનાની સ્થિતિવાળા હોય અને તેમને પુત્ર પ્રજાની સંખ્યા ઝાઝી હોય અને કન્યા એકાદીજ હોય ત્યારે તમામ પુત્રો માટે પોતાના ધર્મધોળિયામાંથી તો વહુઓ મળી શકે નહિ, એટલે પછી કન્યાને એવે ઠેકાણે આપે કે જે સામે પોતાના ઘરમાંથી કે સગાંવહાલાંમાંથી સામી કન્યા આપે; આનો કરાર કે વાગ્દાન પણ સાથેજ થાય, અને ઘણી વખત તો ગમે તે વય જોડાંઓની હોય તો પણ પરણેતર સાથેજ કરવું પડે છે; અને બન્નેનો ઘરવ્યવહાર પણ એક બીજાને ઉદ્દેશીને સુખી દુખી થાય છે. આવા વ્યવહારના પરિણામનો એક સ્થૂળ પણ દયાજનક ચિતાર માઘ-ફાલ્ગુન માસના દ્વિતીય હિતેચ્છુ પત્રના અંકને ૭૯મે પાને આપેલ છે. ને ખાસ કરી બ્રાહ્મસમાજના હાલના સમ્મેલનનું ધ્યાન ખેંચવાજ લખાએલ હોય એમ લાગે છે; ને તેથી એમ પણ જણાય છે કે આવી પદ્ધતિઓ અને પરિણામો ગોહીલવાડ સંવામાંજ નહિ પણ બીજા સંવાઓમાં પણ પ્રચલિત છે.

હવે આવા ભિન્ન ભિન્ન વ્યવહારવાળા ત્રણ વર્ગોની સાંસારિક કે સામાજિક સ્થિતિપર અસર એ થાય છે કે પહેલા વર્ગવાળાની સંખ્યા દિવસે દિવસે કમતી થતી જાય છે; છતાં જેઓ ધાર્મિક વ્યવહારે તેને વળગી રહે છે તેમની દીકરીઓને સારાં ઠેકાણાંની મર્યાદા સંકોચાતી જાય છે; છતાં પણ પુત્રીઓ પ્રજામાં હોય ત્યાં સુધી તો ગમે ત્યાં તેમનું હિત અહિત વિચાર્યા વિના કન્યાદાનનો સંતોષ લઇને લાકડે માકડું વળગાડવા જેવી ગોડીયાની રકાતો રમે છે. પરંતુ પુત્ર પ્રજાનો વધારો હોય ત્યારે વ્યાવહારિક મુશ્કેલીઓથી તેઓ વખને વખને ત્રીજા વર્ગમાં ભળી જાય છે. પણ બીજા વર્ગને ઉત્તેજન નહિ મળતાં તેઓ પોતાના મૂળ વ્યવહાર—કન્યાવિક્રયમાં ઉતરતા જાય છે, એટલે કે લેવા દેવા-સાટાં સપરાં-કન્યા વિક્રયના કરારો વગેરે વગેરે અનાચારો આવી રીતે વધતા જાય છે; છતાં પોતાને ઉંચો માનનો વર્ગ બીજા કે ત્રીજા વર્ગમાંથી પણ પોતાનામાં ભેળવે નહિ કારણ કે સ્થાન પરત્વે વર્ગવારી મુજબ માન-મોભો બંધાઇ મનાઇ ગએલ તેમાં હાનિ પહોંચે અને તેથી આગળ ઉપર પોતાના દીકરા દીકરીઓ વરાવવામાં મુશ્કેલીઓ આવી પડે એટલુંજ નહિ પણ બીજા કે ત્રીજા વર્ગમાંથી પોતાનામાં હાલ ભેળવતાં આગળ ઉપર તેઓ કન્યાવિક્રય

પ્રકારના વ્યવહારો નહિ કરે એની પણ ખાત્રી કોઇ આપી શકે નહિ.

આવી રીતે એક ને એક સ્થાનમાં મર્યાદા વધવાનો સંભવ નથી. પણ ગોહેલવાડી સંપ્રદાયમાંથીજ ખરેડી ને અડિયા સંઘા નીકળ્યા છે અને તેઓ સોરઠ અને હાલારમાં નજીક નજીક રહે છે. તેમ વઢવાણ-ધ્રાંગધ્રા-હળવદ-મોરબી તેઓ નજીક નજીકમાં રહેવાવાળા છે અને હાલ રેલ્વેનાં સાધનને લઇને આખું કાઠિયાવાડ એકજ ગણાય તેવી આર્થિક ને વેપારી સ્થિતિ થઇ છે. તો પછી જો કાઠિયાવાડના તમામ સંઘા એક બીજાને દીકરી આપવા લેવામાં અડચણ કે પ્રત્યવાય નથી એમ નક્કી કરે-અને તેમને અડચણ ન આવે તેવી યોજના અને તસ્સલ્લી સમાજ તરફથી મળે તો જ્ઞાતિહિતનું મોટામાં મોટું કાર્ય સફળ થાતાં બચારી ગાયની જેમ દોરે ત્યાં દોરાય તે બાળકીઓનાં જીવનનો ઉદ્દેશ પાર પાડવાનું પુણ્ય સમાજને મળે તે સાથે તેમની ઇશ્વર પ્રત્યેની અને સમાજની પોતાના પ્રત્યેની ફરજ અને ધર્મ પણ સચવાયા ગણાય.

આ રસ્તો વધારે સરળ છે. તેનું કારણ એ કે એક ને એક સ્થાને બીજો વર્ગ ઉતરતો ગણાતો હોય તેમાં દીકરી આપવાથી પોતાને ઉતરી પડવાની કે લોકાપવાદની જે ધાસ્તી તે બહારના સંઘાસાથેના સંબંધમાં તેટલી રહે નહિ કેમકે એક તો તેની ઉતરતી પ્રતિષ્ઠા બીજા સંઘામાં એટલી બધી જાણીતી હોય નહિ અને વળી જે વર્ગને માત્ર જરૂરીયાતને લઇને સામ-સામું કરવા હાલ જરૂર પડે છે, તેમને દીકરાઓની વહુઓ માટે આવી રીતે રસ્તો ખુલ્લો થાતાં તેઓએ સામસામો સાટાંનો વ્યવહાર કરવા જરૂર પણ રહે નહિ; તેથી તેઓ સ્વાભાવિક પોતાના મૂળ ધર્મ અને વ્યવહાર ઉપર આવી જાય.

પણ શોચનીય વાત એ છે કે આટલાં વર્ષોથી બીજી જ્ઞાતિઓના સુધારા અને હીલચાલો આપણે જોતા આવીએ છીએ અને આપણે પોતે વર્ષોનાં વર્ષોથી સમાજોમાં બોલતા આવીએ છીએ, છતાં જ્યારે મારી પોતાનીજ પુત્રી સંબંધે મેં જ્યારે જ્યારે પહેલ કરવા કે પગલું ભરવા વિચાર કર્યો ત્યારે બહારનામાંથી હરકોઇ કન્યાનો સ્વીકાર કરવા તૈયાર થયા પણ જ્યારે સામા કરાર કે વ્યવહાર તરીકે નહિ પણ આગળ ઉપર અમારા સંઘાના હરકોઇ યોગ્ય ઘર-વર જોઇને તેના વ્યવહારમાં કાંઇ ખામી ન જણાય તો કન્યા વ્યવહાર શરૂ કરવા કે જોડવા માટે સૂચવવામાં આવ્યું ત્યારે મોટે ભાગે જવાબ એ મળ્યો કે અમારામાંથી કન્યા તો બીજે અપાય નહિ! મતલબ કન્યાની લેવડદેવડનો વિસ્તાર વધારવાને બદલે અત્યાર સુધી

ચાલતા વ્યવહારોમાં મિથ્યાભિમાન વગેરે વિકારો બંધાઇ જતાં તેનાં અનિષ્ટકારક પરિણામોથી વિસ્તાર વધવાને બદલે ઉલટા ગોળ બંધાતા ને વધતા જાય છે. એ અનિષ્ટ ફળો જોઇએ છીએ. તેનું કારણ એ કે પ્રથમ દરજ્જે કેળવણીની ખામી; બીજે દરજ્જે અસાઉના જુના ચાલતા વ્યવહારોથી સિદ્ધપુર–અમદાવાદ–વીરમગામ વગેરે સ્થળોની એક બીજા પરત્વે મોટાઇની મમતા બંધાઇ ગઇ ને તેનો ગેરઉપયોગ થવા માંડયો તે અટકાવનાર ન રહ્યા–દુરંદેશી પટેલો કે આગેવાનો–કે નહિ કાંઇ સત્તા સમાજની એટલે પછી તેવી ખોટી મનાતી મોટાઇ તોડવા માટે સિદ્ધપુર સામે–અમદાવાદ સામે અને વીરમગામ સામે પણ તેમની ગણત્રીનાં ગામોના પૃથક પૃથક ગોળ બંધાઇ ગયા છે; અને જો કે સુરત અને તે ભાગની સ્થિતિ મારા સમજવામાં બહુ નથી તોપણ મને એમ લાગે છે કે મનુષ્ય જાતીસ્વભાવ તેમ આપણી જ્ઞાતિનો સ્વભાવ–ને તરફ પણ તેજ પ્રકારે પ્રવર્તતો હશે.

હવે આપણો ધર્મ, શાસ્ત્રનિયમો, શાસનો, કુળપરંપરા વગેરે વિરૂદ્ધના આ અનાચારો અને અનીતિ વધારવાવાળા વ્યવહારો અટકાવવા કે ઓછા કરવામાં સમાજ કે સમ્મેલનો અત્યાર સુધીમાં શું કરી શકયાં છે તેનો વિચાર કરી–દાખલાઓ તપાસી–વાજબી તોલન કરવાનું મહત્ કાર્ય–સુરત જેવા કાર્યવાહી સ્થળે એકત્ર થએલ વડીલો, વિદ્વાનો અને બંધુઓનેજ સોંપું છું. મારી યત્કિંચિત્ વિજ્ઞાપના તો એ છે કે દર વર્ષે બને તેટલી સંખ્યામાં બને તેટલી નાની મોટી બાબતો લઇ માત્ર ત્રણ દિવસમાંથી પાંચ છ કલાકો કામ કરવાના તેટલા વખતમાં ચર્ચાથીજ નીવેડો લાવવાને બદલે એકાદ બે આવી સિદ્ધાન્તી બાબતોને સ્થળ પરત્વેની દૃષ્ટિથી ચર્ચાવીને તે સ્થળના પટેલો આગેવાનોને એકઠા કરીને બનતે પ્રયત્ને તેમની પાસે જ્ઞાતિના નિયમ તરીકે દાખલ કરાવવાનું જો માત્ર એકજ કાર્ય થશે તોપણ તે કાર્ય થયું ગણાશે. દાખલા તરીકે સુરત–ભરૂચ–રાંદેર–બારડોલી–નાંદોદ–ચાણોદ–કન્યાળી અને વડોદરા એ સ્થળોની અંદર અંદરના નિરર્થક ભેદો ટાળવાનો સફળ પ્રયત્ન થાશે તો વર્ષોનાં વર્ષોથી મળેલી સમાજોની બધી સાર્થકતા હાલના સમ્મેલનમાં આવી જશે

અને તો પછી આવતે વર્ષે તેવીજ હીલચાલ કાઠિયાવાડ માટે કરવાને ભાવનગર જેવા સ્થળમાં સમ્મેલન મેળવવું એ વધારે ઇષ્ટ થઇ પડશે. વાસ્તે હવે પછીનું સમ્મેલન ભાવનગરમાં મેળવવાનું આમન્ત્રણ આપવાને

માટે મેં ભાવનગરમાં આપણા જ્ઞાતિબંધુઓ અને અમારા સવાના વડીલોને વિજ્ઞપ્તિ કરી હતી તેથી ત્યાંના પ્રતિનિધિઓ નિશ્ચયપુર્વક આવ્યા છે એમ માની લઇને-તેઓના તરફથી હું આ ઉદ્‌ગાર પ્રથમથીજ જણાવું છું કે આવતે વર્ષે ભાવનગર સ્થળે-ગોહીલવાડી સંપ્રદાયનું આમન્ત્રણ સ્વીકારવા સમાજે કૃપા કરવા વિનતિ છે-તથાસ્તુ. વિ. સે. **મણિશંકર ગૌરીશંકર** ના પ્રણામ-મહાત્મા પ્રમુખશ્રીને-વયોવૃદ્ધ ઉપપ્રમુખ સાહેબને તેમજ એકત્ર થએલ તમામ વિદ્વાનો, વડીલો અને બંધુઓને પણ કરીને-તેટલીજ કૃતાર્થતાનો લાભ લઇ આ લાંબું પ્રકરણ બંધ કરૂં છું-અને આપ સર્વેના અમૂલ્ય વખતમાં આ અવરોધ માટે ક્ષમા પણ માગું છું.

---

ધ્રાંગધ્રા, તા. ૨૭-૩-૧૩.

જ્ઞાતિહિતકર વડીલ બંધુ શ્રી **ગણપતરામભાઇ** મુ. સુરત.

આ પત્ર પહોંચતાં પહેલાં તો કદાચ સમાજનું કામ-આટોપીને સમ્મેલન બંધ પણ કર્યું હશે. પણ અગ્રેસરોમાંના ઘણાખરા હજુ વીખેરાઇ ગયા નહિ હોય એમ સંભવ માનીને અને આમાંની બાબત સ્થાનિક સંવાઓને માટે પણ ઉપયોગી હોઇને છેવટ છેવટ પણ લખીને તરદી આપું છું.

ગયા પત્રમાં 'કન્યા વિક્રય' ઉપર વિવેચન હતું. તે સંજ્ઞા સામે સામે બીજા પ્રકારના વ્યવહાર માટે વરવિક્રય એ સંજ્ઞા સાંભરી આવતાં તેને લઇ આ નીચેના વિચારો ઉદ્‌ભવ્યા છે. જો કે કન્યાવિક્રય અને વરવિક્રયનાં મૂળ-હેતુ-અને પરિણામ જુદાં જુદાં છે, પણ ખરાબી બન્નેમાં સરખીજ છે. કન્યાવિક્રય તે શાસ્ત્ર પ્રમાણે કન્યાના પિતા-માતા કે નજીકના વડીલ સગાને તેણીનું રક્ષણ સોંપતાં તેણીને પરણાવવાની પવિત્ર ફરજ એક ધર્મરૂપે મુકી ત્યારે હવે લૌકિક તેનો અર્થ બાળકી ઉપરની માલકી મનાઇને તેણીને કહેવાતા વાલીના હિત-સ્વાર્થને માટે વેચાય છે અને કિંમત ભરનાર તો તેને ચીજ ગણીને તેના પર તમામ માલકી-હક ધરાવે તેમાં પણ શું નવાઇ! ફેર એટલો કે જ્યારે માલેકને તાબેનાં જાનવરોનો નિભાવ કરવાની ફરજ સમજાય છે તોપણ વહુ-વધૂને દાણા લુગડાં આપવાની પણ ફરજ-વર-વરના વડીલો કે જ્ઞાતિ પણ સમજતી નથી!!! ને તેથી અનાચારના દાખલાઓ દૃષ્ટિગોચર કમી નથી: ત્યારે તે સામે કેટલાંએક સ્થાનોમાં કન્યાનો પૈસો નહિ લેવા ગુમાન ધરાવનારા ઉચ્ચ કુલાભિમાનીઓ બાળકીઓને બદલે બાળકો માટે ગોરો અવેજ લે છે, અને તે ચાંદલાને નામે લે છે તેથી વરવિક્રય સંજ્ઞા તેને બંધબેસતી નથી તે વાસ્તવિક છે;

કેમકે તે વ્યવહારથી તેઓ વહુ-વધૂઓને તાબે થઇને રહેતા નથી એટલુંજ નહિ પણ તેમનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરે છે; એટલે આજીવિકાનું સાધનજ આ વ્યવહાર કરી દઇને પૈસા ખૂટે કે તે વહુને કાઢી મુકીને બીજી-બીજી ઉપર ત્રીજી એમ પરણ્યા કરે છે ને પોતાનો નિર્વાહ ચલાવે છે! પણ પરણેતર સ્ત્રીઓનું શું થાય છે, તે સર્વ કોઇ સાંભળે જુએ છે છતાં ઘરવાળા કે જ્ઞાતિલાઓ તે બાબતનો કાંઇ નિયમ કે બંધારણ બાંધતા નથી; અને પરિણામે અબળાઓ અનાચારમાં અને પોલીસના કાયદાના કબજામાં આવી પડે તે સિધ્ધપુર અમદાવાદનો સામાન્ય અનુભવ છે અને કદાચ સુરત અને તેને લગતા ભાગોમાં તેવાં ઉઘાડાં પરિણામો નજરે નહિ ચડતાં હોય તોપણ આવો કનિષ્ટ વ્યવહાર તો કહેવાતા કુળવાનોમાં પ્રચલિત હશેજ; કેમકે કાઠિયાવાડમાં કહેવાતા મનાતા કુળવાનો (ખાસ કરી ગોહેલવાડી સંવા)ના કરતાં વીરમગામથી માંડીને ઉત્તર-પૂર્વ વિભાગોમાં કુળવાનનું Connotation જુદું જણાય છે. અમારા તરફ કુળવાન કોણ કે જે દીકરીની પાઇ લે નહિ તેમ દીકરાને માટે જેને ભરવું પડે નહિ-નો પછી દીકરાને માટે લેવાની તો વાતજ ન રહી—મતલબ દીકરી પરણાવવામાં પોતે ખર્ચમાં પહોંચી શકે એમ ન હોય તો દર્ભની વીંટી પહેરાવી કંકુનો ચાંદલો કરીને પરણાવે પણ તે માટે ખર્ચની એક પાઇ પણ વરવાળા પાસેથી લે નહિ-તેમ દીકરાને પરણાવવામાં ચાંદલાને બીજા કોઇ નિમિત્તે વરના બાપે લેવાય નહિ. આ વ્યવહારમાં માત્ર ખામી છે તે એટલીજ કે કન્યાને સ્ત્રીધન તરીકેની રકમ બહુજ જુજ એટલે માત્ર રૂા. ૧૨૦) છે તેમાં વધારો થવા જરૂર છે. પણ તે સામે વીરમગામ-અમદાવાદ-સિધ્ધપુરવાળા સામાની કન્યા ઉપર માલકી હક ધરાવાને મહેરબાની કરવા માટે રૂા. ૩૦૦થી ૫૦૦ સુધીની કે તેથી વધારે રકમ પણ લેતા હશે, તેને તો શાસ્ત્ર કે યોગ્યતાનો કાંઇ પણ આધાર નહિ હોઇ-ને માત્ર અનિષ્ટ પરિણામો લાવનાર અનાચાર હોઇને તે તુરત બંધ કરવો જોઇએ; અને તેવું કાર્ય તો સમાજ નહિ કરી શકે તો પછી બીજા કોના તરફ જોવું ને કોના પ્રત્યે અપેક્ષા રાખવી ?!

હવે જ્યારે સમ્મેલન અને સમાજની સંજ્ઞા-બંધારણકર્તવ્ય જુદાં જુદાં બનાવ્યાં છે તો પછી બન્ને સમ્મેલનમાં હરકોઇ જ્ઞાતિભાઇ આવે પણ સમાજના બંધારણમાં સમાજનો અંગભુત તો તેજ થઇ શકે કે જે સમાજમાં નિર્ણીત થએલ ઠરાવો પાળે અને સભાસદોની તેવી પ્રતિજ્ઞાઓ સાથે દર સમ્મેલન

વખતે તેમનો સામાજિક (જ્ઞાતિવ્યવહાર પુરતો) હેવાલ તેઓ રજુ કરે કે આ વર્ષમાં તેમને ત્યાં આટલા આટલા પ્રસંગો આવ્યા તેમાં તેઓ આવી રીતે વર્ત્યા.

દાખલા તરીકે (૧) મારા મુરબ્બી પિતાશ્રીનું ઉત્તર કાર્ય ગયા ડિસેમ્બર માસમાં ગયું ત્યારે જ્ઞાતિના વ્યવહારો ઉપરાંત—રૂા. ૪૫) પીસ્તાળીશ ઉદીચ્ય વિદ્યોત્તેજક કમિટીમાં ને રૂા. ૨૫) દક્ષિણામૂર્તી ભવન (બોર્ડિંગ)માં મદદના તથા જ્ઞાતિમાંની નિરાધાર વિધવાઓને દાણાં લુગડાંની રકમો આપી હતી. (૨) બાદ ગયા માઘ માસમાં મારી પોતાની દીકરીના લગ્ન પ્રસંગે જ્ઞાતિ રીતના (પલ્લું કે સ્ત્રીધન) માત્ર રૂા. ૧૨૦)નું જ્ઞાતિબંધારણ હોઇને તેટલા તેણીને નામે લીધા. તેમાં બ્હેનને મારા તરફનાં વસ્ત્રાભૂષણો ઉપરાંત રૂા. ૨૦૧) ઉમેરીને (કન્યાદાનમાં) તે એકંદર રકમ બ્હેનને નામે છલાયદી મુકી છે. આ વખતે રૂા. ૧૨૦) વધારવા વરવાળા તરફથીજ માગણી થઇ હતી ને તેથી જ્ઞાતિભાઇઓનું તે તરફ લક્ષ ખેંચાતાં તે સંબંધે ચર્ચા પણ ચાલી હતી; તો આગળ ઉપર તે રકમ વધવા સંભવ છે, પણ આ વખત તો નહિ વધતાં—વરવાળા તેમજ કન્યાવાળા દરેક તરફથી રૂા. ૫૧) એકાવન વિદ્યોત્તેજક કમિટીમાં પુસ્તકોની મદદ માટે અને રૂા. ૫૧) એકાવન શ્રી દક્ષિણામૂર્તી ભવનમાં ઉદીચ્ય બોર્ડર્સને મદદ તરીકે આપવામાં આવ્યા હતા. (૩) અને તે અનુસાર ત્યારપછી જ્ઞાતિમાં એક સ્થળે કારજ નિમિત્તે અગીયારશે (બે વલાણાં)-એક સ્થળે એક વલાણું કરવામાં આવેલ તે દરેકે ઉદીચ્ય વિદ્યાર્થીઓને મદદ માટે રૂા. ૧૦૧) અને રૂા. ૭૫) આપેલ છે અને એક સ્થળે લગ્ન પ્રસંગે રૂા. ૫૧) એકાવન આપેલ છે.

આવી રીતે કેળવણીના પ્રચાર માટે તો જ્ઞાતિબંધુઓ પોતે પોતાથી કરી શકે ત્યાં કરે છે, પણ જે વાત સમૂહ ઉપર આધાર રાખે અને જ્ઞાતિ તરીકેજ થઇ શકે તેમાં તેઓ લાચાર બને છે, અને તેમની ગમે તેવી કેળવણી—વિચારો કે સાધનો કામ આવતાં નથી; તો તેવી બાબતોમાં સમાજ જે જે કરે તેમાંજ સમાજની સાર્થકતા અને સમ્મેલનના ખર્ચનું સાફલ્ય છે એમ મારી નમ્ર માન્યતા છે, તે સ્પષ્ટ કહેવા માટે માફી માગીને પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું કે તેઓ જ્ઞાતિબંધુઓ પ્રત્યેકને તેમજ સમૂહને સન્મતિ આપીને જ્ઞાતિહિતનાં કાર્યો કરાવે અને જ્ઞાતિની બાળકીઓ, બાળકો અને નિરાશ્રિત વિધવાઓનો આશીર્વાદ મેળવે-તથાસ્તુ

જે વડીલો, વિદ્વાનો, બંધુઓ હજુ ત્યાં હોય તેમને આ છેલ્લા પ્રણામ—(આવતા વર્ષ સુધીના).

(સ્વયં સેવક તરીક) ચી. પ્રાણજીવને કામ કેવુંક કર્યું તેનું સર્ટિફિકેટ તેને આપવા તસ્દી લેશો. વિ. સે. મણિશંકર.

તા૦ ૨૪-૩-૧૩ રવિવાર.

પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામ શર્મા,
ભારતવર્ષીય બ્રહ્મસમાજના નવમ સમ્મીલનના
માનવંતા પ્રમુખ સાહેબ, સુરત.

મહાત્માશ્રી,

બ્રહ્મસમાજના નવમા સમ્મીલન વખતે હાજર રહી ભાગ લેવાની મ્હારી સંપૂર્ણ ઇચ્છા છતાં, કેટલાંક કારણોને લીધે હાજર ન રહી શકાયા માટે દિલગિરિ પ્રદર્શિત કરી, હું એ મંડળના અને આપના અતિ સ્તુત્ય પ્રયાસ તરફ મ્હારી સંપૂર્ણ સમ્મતિ અને સહાનુભૂતિ દર્શાવવાની આ તક લઉં છું. આપ મ્હારી આપણા મંડળ અને આખી જ્ઞાતિ તરફની લાગણી પ્રદર્શિત કરશો. આખા હિન્દુસ્થાનમાં દૈશિક તેમજ આત્મિક ઉન્નતિની સર્વ વ્યાપી જાગૃતિ પ્રકટી નીકળી છે; કે જે માત્ર ઉપર ટપકે પણ જોનારને જણાઇ આવ્યા વિના રહે તેમ નથી. તેવે સમયે આપણી અતિ પ્રાચીન અને નામાંકિત જ્ઞાતિની ઉન્નતિ માટે પણ પ્રયાસ થાય એ વાર્ત્તા સહજ અને ઉત્તમ તથા યોગ્ય છતાં, તેની ફતેહને માટે નિપુણ, કાર્યદક્ષ, અનુભવી અને નિઃસ્વાર્થપણે માત્ર પરોપકારને માટેજ કામ કરનારા નેતાઓની જરૂર હતી. તે જરૂર આપના જેવા નેતા મળતાં સંપૂર્ણ રીતે ફલિત થઇ છે એ અતિ માનપૂર્વક જણાવવાની હું આ સ્થળે રજા લઇશ.

હું, આપણી જ્ઞાતિએ પોતાનું પ્રાચીન ગૌરવ ભવિષ્યમાં જાળવી રાખવાને અને મેળવવાને જે પ્રવૃત્તિ આરંભી છે તેને માટે બહુ મગરૂર અને હર્ષ પ્રફુલ્લ થાઉં છું. કેટલાંક આગંતુક તેમજ આપણી પોતાની ભૂલોથીજ ઉત્પન્ન થએલાં વિઘ્નોને લીધે, આપણી ઐતિહાસિક કોમની તેમજ પ્રજાની અધોગતિ થઇ છે; પણ તે કારણોને દૂર કરવા, અને આગંતુક તેમજ બીજાં વિઘ્નોને દૂર કરી ઉન્નતિના શિખરે આપણો **આર્યાવર્ત** પાછો પહોંચે તેને માટેના સર્વ પ્રયાસો બહુ આદરણીય અને સ્તુતિપાત્રજ હોવા જોઇએ.

**આર્યાવર્ત**ની પ્રાચીન ઉન્નતિમાં બ્રાહ્મણોએ અતિ અગત્યનો, અને કશા ખોટા અભિમાન અને અતિશયોક્તિ વિના કહી શકાય કે, મુખ્ય ભાગ બજાવ્યો છે. તેનું વિસ્તારપૂર્વક વર્ણન આ સ્થળે કરવાનો અવકાશ નથી; વળી સામાન્યતઃ સર્વને વિદિત હોઇ નિરર્થક છે. માટે માત્ર તે તરફ

આપણુ સૌનું લક્ષ ખેંચી, જણાવાની રજા લઇશ કે તેવો અને તેથી પણ વધારે ઉત્તમ ભાગ આપણે દેશોન્નતિ માટે ભજવવાનો છે. તેને માટે જે નિઃસ્વાર્થ પરાયણતા, ધાર્મિકતા અને સત્ય આપણામાં હતાં તે સંપૂર્ણ અંશે ઉદય પમાડી, તેટલેજ અંશે તે તે ગુણો આપણા બધા દેશી બન્ધુઓમાં લાવવાને આપણે ખાસ પ્રયત્ન કરવો જોઇએ.

"Has a man talents? He owes them to his country in every way in which they can be serviceable." J. Bentham. ઉપરના વાકયમાં ઇંગ્લંડનો અતિ નામીચો ફિલસુફ અને કાયદાશાસ્ત્રી જેરેમી બેન્થામ જણાવે છે તેમ જો કોઇ પણ માણસમાં બુદ્ધિ-શક્તિ હોય તો તેને માટે તે પોતાની સ્વભૂમિને ઋણિ છે; અને તેનો સર્વ પ્રકારના દેશના લાભ માટેજ ઉપયોગ કરવો જોઇએ. આપણે સૌએ એ વાર્તા ધ્યાનમાં રાખી આપણા પ્રાચીન અને એક વાર સુધારાના શિખરે પહોંચેલા દેશનું અને સમસ્ત જ્ઞાતિનું હિત કરવા, આપણી સઘળી શક્તિઓનો ઉપયોગ કરવો જોઇએ.

આ આપણું ઉંચું લક્ષ્યબિન્દુ હોવું જોઇએ. તેને માટે જુદાં જુદાં સાધનો અને રસ્તાઓ જુદી જુદી વિશ્વાસપાત્ર વ્યક્તિઓ તરફથી બતાવાય છે; તે પ્રમાણે વર્તવાને સર્વ જ્ઞાતિબન્ધુઓને હું વિનતિ કરૂં છું. આ પ્રયત્ન સફલ થવા માટે, જ્ઞાતિમાં જે જે સાંસારિક, નૈતિક કે ધાર્મિક ઉન્નતિમાં વિઘ્ન કરતા રિવાજો અને કુચાલો હોય તે પારખી તેને દૂર કરવા. આવા સમગ્ર પ્રયત્નની ખાસ જરૂર હોય છે; અને તે જરૂર આપણા આ તરફના ઔદીચ્ય બન્ધુઓએ બહુ સારી રીતે સ્વીકારી છે, તે છેલ્લાં બે ચાર વર્ષોથી સતતપણે અને ખરા ઉમળકાથી આ બ્રહ્મસમાજની બેઠકોને ફતેહમંદ ઉતારવાના પ્રયત્નો સિદ્ધ કરે છે. અને એ ખચિત બહુ અભિમાન અને હર્ષ કરવા જેવું છે.

આપણી સર્વમાર્ગી ઉન્નતિ કેમ કરવી એ વિષે વિવેચન કરવું એ આ સ્થળે બહુ લંબાણવાળું થઇ જાય. માત્ર આપણે એજ અફસૂસ કરીને ધ્યાનમાં રાખવાનું છે કે, આ ઉંચો ઉદ્દેશ હમેશાં ધ્યાનમાં રાખી, તેમજ **કૌમિક લાગણીને અઘટિત સ્થાન ન આપી, સમસ્ત સર્વ વ્યાપી ઉન્નતિના એક અંશરૂપેજ તેને લેખી, તે અંશને પણ સંપૂર્ણપણે,** ખરા અંતઃકરણથી અને નિઃસ્વાર્થપણે કાર્ય કરવાનું છે. મ્હારી એજ

સર્વપ્રતિ નમ્ર વિજ્ઞપ્તિ છે, વળી આવા પ્રયત્નને અને લાગણીઓને વર્ષના માત્ર અમુક સમયે એમ નહિ પણ વર્ષમાં સતત જાળવી રાખવાની આપણને ખાસ જરૂર છે.

બહુ લંબાણથી લખવાનો મ્હારો ઇરાદો ન હોઇ, તેમજ પત્ર તેને માટે યોગ્ય સાધન ન હોઇ, પરમકૃપાળુ પરમાત્મા આપણી સમસ્ત જ્ઞાતિની અને દેશની સર્વ પ્રકારે ઉન્નતિ કરો એમ ઇચ્છી, વિરમીશ.

નૃસિંહ હિન્દુલૉજ, પિકેટ રોડ,
કાલબાદેવી-મુંબઇ.

લી૦ જ્ઞાતિનો એક નમ્ર સેવક
જટાશંકર ત્રિકમજી જાનિ. (બી. એ.)

---

Ahmedabad,
Richey Road, 26-3-13.

MY DEAR & RESPECTED GANPATRAMBHAI,

I beg to offer my apology for having left Surat yesterday night on account of urgent business here. Let me congratulate you for the substantial good you have done to our community by convening Brahma Samaja and the grand preparations you have made to welcome all. May God give you a very long life to do selfless work for our poor and backward community; the thinking members of which will always remember you as a selfless worker. You will inspire them by your nobler deed and work to make a sacrifice for the community. Your name will ever remain enshrined in the hearts of all as a member of the community who has made a noble sacrifice.

There are bound to be murmurings and discontent which go to bring into relief the fact that there are members of the community who are thinking and who are trying to understand the usefulness of the Samaja.

It is no small honor to think that you have been able to inspire Rao Bahadur Madhavram Vyas, Diwan of Cambay with kindlier feelings for the Samaj which will assume a more practical form bye and bye. The speech of Diwan Sahib was deserving of a shrewd politician who can construct and draw up an ideal for our Samaja. It would have given me greater pleasure to come into closer contact with such an able and sympathetic gentleman and to offer my congratulations to him personally but as I had to leave Surat, I have been obliged to be content by expressing my feelings in the form of this letter.

I believe there will be some opposition today and I pray that Mahtma Shri and Diwan Sahib will deal with them with a firmer hand. The Samaja has attracted the attention of the public and the speakers on the platform should realise what they speak. No frivolous or unseemly sentiments ought to be allowed to be expressed and the speakers, unless they are reliable, ought to be made to put in black and white what they intend to speak. Once a mischief is done, it is difficult to remedy it

I have a mind to attend the sessions on 27th and if practicable, I shall be at Surat tomorrow.

Let me finish this letter by expressing my regret for not being able to attend the same on 26th.

I hope you are doing well.

Sincerely yours

JEEVANRAM J. BHATT.

(B. A. LL. B.)

---

હાઇસ્કૂલ, ભરૂચ, તા૦ ૨૬-૩-૧૩.

પરમપૂજ્યપાદ શ્રીમન્નથુરામ શર્મા તથા રા. રા. ગણપતરામભાઇ તથા મુરબ્બી માધવરામભાઇ તથા સમસ્ત બ્રહ્મસમાજ મંડળની સેવામાં મોરારજી નારાયણજી અધ્યારૂના પ્રેમપૂર્વક પ્રણામ સ્વીકારાય.

આ પ્રસંગનો લાભ લેવા ઇંતેજાર હોવા છતાં અનિવાર્ય કારણોથી હાજર થઇ શકું તેમ નથી તે ખાતે ક્ષમા ચાહું છું.

પરમપૂજ્યપાદશ્રીના પ્રમુખપણા નીચે બ્રહ્મસમાજ દૃઢ પાયાપર આવ્યો છે અને આ વખતે મુરબ્બી માધવરામભાઇની ઉપપ્રમુખ તરીકેની સહાયતાથી વસ્તુતઃ અનેક લાભ જ્ઞાતિ સમસ્તને મળશે એમ સંપૂર્ણ આશા છે.

સ્થાનિક જ્ઞાતિ મંડળમાંથી પ્રતિનિધિ તરીકે પધારેલ ગૃહસ્થોની સંમતિથી અમુક અમુક ધારા ઘડાય અને તે પ્રત્યેક સ્થાનિક મંડળ પાળવા કબુલ થાય અને ઉલ્લંઘન માટે અમુક પગલાં બ્રહ્મસમાજની સંમતિથી સ્થાનિક મંડળ લે એવી કાંઇ વ્યવસ્થા બની શકે તો તે કરવા મારી નમ્ર પ્રાર્થના છે.

જે જે યોગ્ય ઠરાવો આ બ્રહ્મસમાજ પસાર કરે અને રીત રિવાજના સુધારા માટે તેમજ વિદ્યા વૃદ્ધિ માટે યોજનાઓ કરે તે પ્રત્યે મારી સંમતિ છે અને તે પ્રમાણે વર્તવા હું તત્પર છું.

ઇષ્ટ કૃપાથી આ વખતનો બ્રહ્મસમાજ વિજયી થાઓ અને ઔદીચ્ય બંધુઓને અને મહિલાઓને પરમકૃપાળુ પરમાત્મા સન્મતિ તથા સદ્વિવેક આપે એવી મારી અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે.

દા. સે. મોરારજી નારાયણજી અધ્યારૂ. (બી. એ.)

તા. ક. છેવટ એકાદ દિવસ પણ હાજર થઇ શકવાની આશાથી આ પત્ર લખવાનું નહિ બનેલ. છેવટે હાજર નહિ થવાય એમ નક્કી થયાથી આ પત્રથી ક્ષમા યાચું છું. દા. મોરારજી.

---

ગોવાળીયા તળાવ, આન્ટસેડ, મુંબઇ, તા. ૨૭-૩-૧૯૧૩.

પરમપ્રિય મ્હોટા ભાઇ

આપને મ્હારો ગયા રવિવારે લખેલો પત્ર પહોંચ્યો હશે. પણ આપના તરફથી તેનો પ્રત્યુત્તર નથી. સંમેલનના મહાન્ કાર્યને વહન કરવામાં આપ પણ સહાયભૂત હોવાથી આ અલ્પ કાર્ય સ્મૃતિ બ્હાર થઇ જાય એ અસ્વાભાવિક નથીજ. હવે પણ તેથી મ્હને કાંઇ વિશેષ ખોટું લાગ્યું

નથી. પત્ર લખવામાં જે સમય વ્યતીત થાત તેનો આપ પોતાની શક્તિને આપની સમીપ ઉપસ્થિત થએલા વિશાળ પ્રદેશમાં દર્શાવી આપી સદુપયોગ કરતા હશો. * * હવે આ કાગળોની કુથલી મૂકી મુખ્ય વાતપર આવીએ.

જોકે જાહેરમાં કાંઇ પણ ભાગ લેવાનો અથવા આનંદ અને ઉત્સવોમાં રસ લેવાનો ઉત્સાહ તદ્દન મરી ગયો છે. પણ તેમાં શું શું બને છે તે જાણવાની પ્રબલ જિજ્ઞાસા કોઇ કોઇ વેળા થઇ આવે છે. આવી જિજ્ઞાસા ગઇ કાલે કૉલેજ લાયબ્રેરીમાં આવેલા મુંબઇના એક વર્તમાનપત્રપર પડતાં થઇ આવી. સુરત ખાતે મળેલા સંમેલનનો રિપોર્ટ મુંબઇનાં દૈનિક વર્તમાનપત્રો, સાંજ વર્ત્તમાન, મુંબઇ સમાચાર, જામે જમશેદ આદિએ લીધો છે અને એ રિપોર્ટ મુંબઇ સમાચારમાં વાંચ્યો છે. શરૂઆતમાં રા. રા. ગણુપતરામના આભારોદ્‌ગાર, અને કયી રીતે સુરત ખાતે સંમેલન થયું તેનો વૃત્તાંત છે. આપ તો ત્યાં હાજરજ હતા એટલે તેમના મુખથીજ સાંભળવાનો લાભ મળ્યો હશે. પરંતુ એક તટસ્થ વ્યક્તિને શી શી અસરો થાય છે તે કદાચ જાણુવાજોગ થઇ પડશે ખરી. રા. ગણુપતરામ, જો નિષ્પક્ષપાતપણે કહીએ તો એક રત્નરૂપે આપણી હાલની હળાહળરૂપી જ્ઞાતિમાં દીપી નીકળે છે. સર્વ યુવક વર્ગના એક આદર્શ છે. આપણી જ્ઞાતિના એ એકજ નરરત્ન છે કે જેને લઇને આપણે આપણું શિર ઉંચું લઇને ફરવાનું રહે છે. જો એ ના હોત તો આ સંમેલન સમયે, પછી * * * પંચમાં વિતંડાવાદ કરવામાં ઘણા કુશળ હોય, અથવા * * * ભલેને કરોડાધિપતિ હોય પણ તમારી જ્ઞાતિ એક નિર્માલ્ય, અજ્ઞાનથી ભરપૂર નિરક્ષર (Illiterate), દાંભિક, લડવામાંજ શૂરી, અને વિશેષ તો શું કહું પણ દરેકના મનમાં હલકી પડી ગઇ હોત. સુરતીઓમાં પણ એન્જએટ છે, શિહોરાનાં પાંચ ઘરમાં પણ પ્રાણુલાલભાઇ** છે. પણ આપણા અમદાવાદીઓ એક તોફાનના મૂળીઆ સિવાય બીજું કાંઇ પણ પાણી એમનામાં હોય એમ લાગતું નથી. દંભ એ તો એમને વારસામાં મળ્યો હોય એમજ લાગે છે. આ સંમેલન વખતે અમદાવાદીઓનું નાક રા. ગણુપતરામેજ રાખ્યું છે એમ કહીએ તો અતિશયોક્તિ નહિજ કહેવાય. પોતે એકલાજ નહિ પરંતુ પોતાના સંબંધીઓને પણ એમણે આગળ પાડયા છે. એમના આભારોદ્‌ગારમાં આપના પિતાશ્રીનું નામ પણ દૃષ્ટિગોચર થાય છે. સાક્ષર વર્ગમાં એમની ગણુના થઇ ચૂકી છે. અને એમની ભાષાની છટા તો કાંઇ ઓરજ છે. જો બીજા કોઇપર નહિ મોહ્યા હોઉં તો એમનાં ભાષામૃતનું પાન

જાણે વારંવાર કરીએ એમ લાગે છે. અને એમણે જેમ પંચદશીકારની ભાષામાં પોતાને વાસ્તે धन्योऽहम् એમ કહ્યું તેમ હું મને પોતાને પણ એમની ન્યાતમાં જન્મ લેવાને धन्योऽहम् એમ ગાઉં છું અને એમને પોતાને વાસ્તે તો धन्योऽसि એ વાકય મારી જીભ પરથી ખસતુંજ નથી; પણ અફસોસ ! મહાન્ જીસસ ક્રાઇસ્ટ કહે છે તેમ મ્હોટા પુરૂષો કદી પણ **પોતાના દેશ**માં સન્માન પામતા નથી. ક્રાઇસ્ટ જાતે પૅલેસ્ટાઇનમાં ક્રૂસીફાઇ થયો હતો (શૂળીએ ચઢવું પડ્યું હતું.) મહમદ પેગમ્બરને મક્કાથી મદિના નાશી જવું પડયું હતું; શ્રીમચ્છંકરાચાર્યને પોતાની માતુશ્રીને અગ્નિદાહ કરવાને તેમના ન્યાતીલાઓએ અગ્નિ ન આપ્યો તો બિચારા ગણપતરામ જેવા ચંદ્રકાન્તની કિંમત** જેવા પથરા નહિ સમજે તો તેમાં તેમનો વાંક નહિ. એ તો આના જેવી માણેકઠારી પૂનમ આવે અને જ્યારે આવા ઉપસ્થિત થયા છે તેાા ચન્દ્ર કિરણો એક સમૂહમાં એકઠા થઇ એમના પર પડે ત્યારેજ એઓ અમુલ્ય રત્નો અને જવાહિરો આપે. અલબત્ત એમનું ભાષણ જો કે ફક્ત આભાર દર્શાવવાનુંજ હતું છતાં પણ ભાષાની શૈલી, અંદરની ઉપમાઓ, શબ્દોની પસંદગી આદિ ઉત્તમ પ્રકારનાં હતાં એમાં તો કાંઇ પણ શક નહિ.

સ્વાગત મંડળના પ્રમુખના ભાષણમાં પોતાની ન્યાતમાં કેમ થાય છે અને કેટલા રૂપિઆ બચાવ્યા અને આવકાર આપું છું** ઇત્યાદિ હતું.

આપણા માનનીય ઉપાધ્યક્ષનું ભાષણ તો આપણી બ્રહ્મસમાજના ઇતિહાસમાં નોંધવા લાયક થઇ પડે એવું છે. એમના જેવું ભાષણ કોઇથી થવાનું નથી એમ મને લાગે છે. અને જો એમની Schemes અમલમાં મૂકાય અને એમના અનુભવ પ્રમાણે વર્તાય તો આવતી દશીમાં આપણી ન્યાત પણ કોઇ ઉત્તમ પ્રતિની થાય એમાં શક નથી. એમના ભાષણે ઘણોજ સંતોષ આપ્યો છે અને એમને નજરે નહિ નિહાળવાને હું પોતાને કમભાગ્ય માનું છું.

પણ મ્હારો જ્યાં ઉત્સાહજ મંદ છે તો પછી બીજી શી વાત. વર્તમાન પત્રમાં એમ પણ ઉલ્લેખ કર્યો છે કે પાંચ બાળાઓએ સંગીત ગાયું. આપણી ન્યાતની કયી બાળાઓ હતી તે જણાવવા કૃપા કરશો** હું ધારૂ છું કે આ રમણીય દેખાવોથી ચિ. બાઇ**ને તથા**ને પણ કાંઇ પ્રોત્સાહન મળ્યું હશે. લી. આપનો આજ્ઞાંકિત સ્નેહાધીન ચરણકમલરત–

**રતિલાલના** આ. દં. પ્ર.

આ નવમો પત્ર (સંમેલન પછીનો છે.)

**મુંબઈ, કોટ, મેડાસ્ટ્રીટ ૪૮, પ્રિન્સ બિલ્ડિંગ.**

તા. ૨૩-૪-૧૩.

સૌજન્ય સુધાસાગર મહાશય ત્રવાડી **ગણપતરામ અનુપરામની** સેવામાં-

ગયા **સુરતના** આપણી જ્ઞાતિના સંમેલન વખતે મ્હારે આવવાની ઘણી ઇચ્છા હતી, પણ કેટલાંક કારણવશાત્ તેમ થઇ શક્યું નહોતું.

પ્રસિધ્ધ **થએલ** હેવાલો પરથી સંમેલને જે જે ઠરાવો પસાર કીધા છે જેમાં એક "રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર ચાલુ કરવો" એવો જણાયો છે. આપણી જ્ઞાતિ તો શું પણ **ભારતવર્ષમાં** પ્રચલિત હજારો જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓમાં એકત્રના થવાની સાથે ઉન્નતિ અને સંપની ખાતર પેટા જ્ઞાતિઓમાં એકતા થવાના પ્રથમ પગલારૂપ આ ઠરાવ છે. આપણી જ્ઞાતિ પૈકીના અનેકાનેક પેટા વિભાગોને જોડવાનું આ સાધન છે. જેમકે **શિહોર, સિધ્ધપુર, ખરેડી, બડોલી** ઇ. ઇ. સંપ્રદાયો. હવે આ ઠરાવ કરનારા પૈકી કેટલાક જે જે અમલમાં મુકવાનાં સાધન એટલે યોગ્ય વયના દીકરા દીકરી હશે તો કોઇ લાયક વ્યવહારમાં જોડાવા તૈયાર છે? આપના જાણવામાં હોય તો હું **સિધ્ધપુર** સંપ્રદાય પૈકી પ્રથમ પદી ભાર્ગવ ઝાલાવાડી દવે છું. એવું કોઇ યોગ્ય સ્થાન(માં કન્યા હોય તો) હોય તો જણાવશો. મ્હારા પણ કુટુંબમાં એક વિવાહ કરવા યોગ્ય કન્યા છે. **જેને પણ યોગ્ય સ્થળે આપી પહેલ કરવા ખુશી છું.**

આપનો જવાબ આવેથી વિશેષ લખીશ ને આપની ઇચ્છા હશે, ને બનશે તો રૂબરૂ મળી યોગ્ય વિચારનો વિનિમય ને ખુલાસા કરીશું, તસ્દી માફ.

લી૦ સ્નેહાકાંક્ષી અધીન સેવક જટાશંકર **રામચન્દ્ર દવેના** નમસ્કાર,

પત્રનો જવાબ ઉપરને શિરનામે લખવા વિનતિ છે.

**તા. ક.**

બાળલગ્ન ન કરવાં એ આપણો મહાન્ ધર્મ્ય ઉદ્દેશ હોવો જોઇએ. કન્યાની ઉમર ઓછામાં ઓછી ૧૫ કે ૧૪ છેવટ ને વરની ઉપર ૨૫ ઓછામાં ઓછી, આવો વ્યવહાર ઉત્તમ ગણાય તે અનુસાર થવું જોઇએ. ક્વચિત્ પ્રારબ્ધ દોષવશાત્ કોઇ વિધુર થયો હોય ને ૪૦ વરસથી ૪૫ વરસની અંદર લગ્ન કરવાની જેને ફરજ પડેલી હોય ને તેને ૧૫ વરસની કન્યા મળે ત્યાં સુધી નડારૂં નહિ ગણાય આમ મ્હારૂં ધારવું છે. બેશક બીજી રીતે જોડું યોગ્ય હોવું જોઇએ. **જ. રા. દવે.**

# પરિશિષ્ટ ૧૪.

## દશમા સંમેલનના ખર્ચનો હિસાબ.

**જ**

| | |
|---|---|
| ૬૮૮–૦–૦ | પ્રતિનિધિ ૩૪૪ની ફીના. |
| ૧૭૫–૦–૦ | પ્રેક્ષક ૧૭૫ની ફીના. |
| ૮૬૩–૦–૦ | |
| ૨૬૯૨–૯–૫ | રા. રા. ગણુપતરામભાઇએ પંદરથી ઉમેર્યા. |
| ૩૫૫૫–૯–૫ | |

**ટીપઃ**—રા. રા. ગણુપતરામભાઇએ ફાગણુ વદ ૬ શુક્રવારે તા૦ ૨૮–૩–૧૩ને રોજે શહેરના તથા ફરતાં ગામોના બ્રાહ્મણોનો સંભુમેળો કર્યો હતો. તેનું ખર્ચ પણ આ ખર્ચમાં સમાઇ જાય છે. દરેક વસ્તુ જુદી પાડી તે દિવસનો ખર્ચ બતાવવો મુશ્કિલ છે. પરંતુ બહુધા ૧૩૦૦ રૂ. તે દિવસનું ખર્ચ ગણાય તો આશરે ૧૩૦૦ રૂ. તેમને સંમેલન ખાતે ઉમેરવા પડયા છે.

**ઉ**

| | |
|---|---|
| ૧૮૭–૭–૮ | પ્રમુખશ્રીની સ્થિતિ ૧ માસ રહી તેના ખર્ચના. |
| ૩૭–૬–૯ | ટપાલ ખર્ચ ખાતે. |
| ૧૭૦–૫–૩ | પરચુરણ ખર્ચ ખાતે. |
| ૬૫–૬–૦ | છાપખાના ખાતે. |
| ૧૦૪–૧૪–૬ | ગાડીભાડા ખાતે. |
| ૩૮–૦–૦ | વાડી તથા ઇન્સ્ટિટયુટના ભાડા ખાતે. |
| ૪૫–૦–૦ | ખુરશી, ટેબલ, ચંદની ભાડા ખાતે. |
| ૨૮–૦–૦ | બત્તી ભાડા ખાતે. |
| ૯૫–૧૨–૦ | લાકડાં બળતણુ. |
| ૧૦૩–૪–૦ | પતરાળાં પડીયા. |
| ૨૪૮૭–૧–૩ | ભોજન તથા ચ્હા કૉફી, પાન વગેરે ખર્ચ. |
| ૧૮૭–૦–૦ | વૃત્તાંતના કાગળ, છપામણુ, બંધામણુ વગેરે. |
| ૩૫૫૫–૯–૫ | |

પ્રતિનિધિ, પ્રેક્ષકો અને સ્ત્રી પ્રેક્ષકોની વધુ સંખ્યા, મોંઘવારી, શહેરને લીધે દરેક ચીજ મળવાનો સંભવ હોવાથી જોઇતી તમામ ચીજો મેળવી તે અને ખર્ચ કરનાર એકજ ધણી હોવાથી છુટથી સર્વ સગવડો કરવાનેમાટે મૂકેલો ખુલ્લો હાથ આ કારણુથી બીજાં કોઇપણ સંમેલનકરતાં આ સંમેલનમાં ખર્ચનો વધારો જણાયો છે, અને આ ટીપમાં જણાવેલી સર્વ સગવડો ત્યાં પધારેલાં દરેક જણે જાતે જોઇ તથા અનુભવી છે.

ઉપરાંત રૂ૦ ૧૦૦૦, વિદ્યા વૃદ્ધિ ફંડ ખાતે અર્પણ કર્યા છે તે આગળ આપેલા રૂ૦ ૫૦૦ સાથે રૂ. ૧૫૦૦ થયા, તેનું વ્યાજ વાપરવાનું છે. એ રકમ ઉપરના જમા ખર્ચમાં ગણી નથી.

# મૈયાને ચરણે.

લૈ ઉછંગ સધાવજો ઉલ્લાસ,
મૈયા રેડી તત્ સવિતા પ્રકાશ–સધાવજો—મૈયા.
અમ દેવ સુરભિ સમી,
ઉર ફૂલ પાંદડી સમી–સધાવજો—મૈયા.
ત્રુટે તિમિર આસુર પટ,
ભૂય ઢળે શાપ પાપ સં ઘડ–સધાવજો—મૈયા.
મોઘા પ્રેમવલ્લિ રસપાન,
અર્પાવો સોહન્તા ત્યાગે–દાન–સધાવજો—મૈયા.

તા૦ ૨૯-૧-૧૪
"શારદા" મન્દિર
નાણાવટ, સુરત.

**શશીશ.**

---

## ઔદીચ્ય બંધુઓને સંબોધન.

૧—તમારા પુત્રને તથા પુત્રીને ઉપયોગ પુરતી વિદ્યા ગમે તેટલી અગવડ વેઠીને પણ તમે અવસ્ય આપશો અપાવશો.

૨—સર્દ્ધતો, કુસંપ, ઇર્ષ્યા ને દ્વેષ ત્યજી તમારા સર્વ બંધુઓપર પ્રેમ રાખો, અનાથ ને દુઃખી બંધુઓપર દયા રાખો, કોઇ પણ પ્રકારના ખાનગી દ્વેષોને જ્ઞાતિ–હિતની બાબતમાં પ્રતિબંધકરૂપે કદી પણ લાવશો નહિ અને આવવા દેશો પણ નહિ, ન્યાયને અને સત્યને તમારાથી વિખુટા પડવા દેશો નહિ, તો જ જ્ઞાતિનું અને તમારૂં ભલું થશે.

૩—સાંકડી બુદ્ધિના સ્વાર્થને ત્યજો, કેમકે સાચો સ્વાર્થ પરમાર્થમાંજ રહેલો છે. પૃથ્વીને સ્વર્ગસમ બનાવવી એ **તમારા જ** હાથમાં છે. સદાચારથી અને ઉદાર હૃદયથી **અહિં જ સ્વર્ગ** ભોગવો, કેમકે **પ્રભુ** તમારામાં તેમ જ સર્વમાં વસેલો છે, એ સ્મરણમાં રાખો એટલીજ પ્રાર્થના–તેમાં બધું જ આવી જાય છે.

સેવક **ગ. અ. ત્રવાડી.**

ॐ

# भारतवर्षीय औदीच्य ब्रह्मसमाजना दशमा संमेलनमां थयेला ठरावो.

---

૧ રાજ્યભક્તિ અને વફાદારી બતાવવાનો.
૨ લૉર્ડ હાર્ડિંજ માટે પ્રભુનો ઉપકાર અને લેડી હાર્ડિંજને મુબારકબાદીનો.
૩ મહિલા-આશ્રમ માટે ફંડ એકઠું કરવાનો.
૪ ઑનરેબલ ગોખલેના બિલને ટેકો.
૫ નામદાર ગાયકવાડ મહારાજાનો ઉપકાર.
૬ બાળલગ્ન અને વૃદ્ધ લગ્ન અટકાવવાનો.
૭ વિદ્યા વૃદ્ધિ ફંડ એકઠું કરવાને લૉટરીની તજવીજ કરવાનો.
૮ સમાજની આગલી બેઠકોમાં એકઠું થએલું દ્રવ્ય શરાફેથી મેળવવાનો.
૯ વેદોક્ત નિત્યકર્માદિનું અનુષ્ઠાન ચાલુ રાખવાનો.
૧૦ શ્રીમન્ નથુરામ શર્માને સમાજના મહાશ્રયદાતા ઠરાવવાનો.
૧૧ અમદાવાદના વિદ્યાર્થિગૃહને મહાત્માનું નામ આપવાનો.
૧૨ શ્રીમન્નથુરામ શર્મા ઔદીચ્ય વિદ્યાર્થિભવનને અને અન્ય બોર્ડિંગોને મદદનો.
૧૩ ગામડાંમાં પંચો સ્થાપી તે દ્વારા સમાજના ઠરાવો ફેલાવવાનો.
૧૪ વર્ણાશ્રમ ધર્મ રહિત સંસ્થામાં ન જોડાવાનો.
૧૫ જુદા જુદા વિભાગમાં કન્યા વહેવાર વધારવાનો.
૧૬ કન્યાને સાસરે વળાવવાની હદ ઠરાવવાનો.
૧૭ આગલા સમાજના ઠરાવો અમલમાં મૂકવાના આગ્રહનો.
૧૮ સ્વ. ગિરિજાશંકર દવેના મરણ માટે શોકોદ્ગાર.
૧૯ અમદાવાદ પરીક્ષા આપવા આવનારને મદદનો.
૨૦ મુંબઇ પરીક્ષા આપવા આવનારને મદદનો.
૨૧ ભાવનગર દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવનને મદદનો.
૨૨ તંત્રી રા. ગણપતરામભાઇનો ઉપકાર માનવાનો.
૨૩ પ્રમુખશ્રીનો તથા ઉપપ્રમુખનો ઉપકાર માનવાનો.
૨૪ ઉત્સાહી કાર્ય કરનારાઓનો ઉપકાર માનવાનો.